

શ્રી [illegible]

કવિ શામળભટ્ટની બનાવેલ

# ગુલબંકાવળીની વારતા.

---

છપાવી પ્રસિદ્ધ કર્યો.

શંકરલાલ બુલાખીદાસ બુકસેલર.

ગાંધીરોડ -- અમદાવાદ.

---

અમદાવાદ — [illegible]

[illegible]

આવૃત્તિ ૮ મી [illegible] સંવત ૧૯[illegible]

કિંમત ૦-૧૦-૦

ो: श्रद्वेस्थो विष्णोः स्यूरसि विष्णोर्ध्रुवोऽसि॥वैष्णवमसि विष्णवेत्वा
॥१२॥विष्णवे नमः॥ नमः शंभवाय च मयोभवाय च नमः शंकराय च
मयस्कराय च नमः शिवाय च शिवतराय च ॥१३॥ शिवाय नमः ॥श्री
श्च ते लक्ष्मीश्च पत्न्यावहोरात्रे पार्श्वे नक्षत्राणि रूपमश्विनौ व्यात्तं॥
पान्निषाणामुं इषाण सर्वलोकं म इषाण॥ लक्ष्म्यै नमः ॥१४॥ अथ
ारायणपूजाविधिः॥व्रती संक्रान्तौ पौर्णमास्यां द्वादश्यां वा
न्दिने वा सायंकाले स्नानं कृत्वा ॥ पूजास्थानमागत्य आसन
चिम्य पवित्रधारणं कृत्वा गणेशगौरीवरुणदेवतानां प्रतिष्ठा
ं संकल्पं कुर्यात्॥ अद्येत्यादिअमुकगोत्रोऽमुकशर्माहं सक
नसर्वोपद्रवशान्तिपूर्वकसकलमनोरथसिद्ध्यर्थं यथासंपा

नेष्ठु ॥ यद्दीदयच्छवस ऋत प्रजात तदस्मास्तु द्रविणं धेहि
। बृहस्पतये नमः॥ अन्नात्परिस्रुतो रसं ब्रह्मणा व्यपिवत्क्षत्रं
मं प्रजापतिमृतेन सत्यमिंद्रियंविपान ँ शुक्रमंधस इन्द्रस्येंद्रि
पयोऽमृतं मधु॥६॥ शुक्राय नमः॥ शन्नो देवीरभिष्टय आपो भ
पीतये ॥ शंय्योरभिस्रवंतु नः॥७॥ शनैश्चराय नमः॥ कया नश्चित्र
आभुवदूती सदा वृधः सखा॥ कया शचिष्ठया वृता ॥८॥ राहवे नमः॥
केतुं कृण्वन्नकेतवे पेशो मर्य्याऽअपेशसे॥समुषद्भिरजायथाः॥९॥केतवे
नमः ॥ गणानां त्वा इत्यनेन गणेशं पूजयेत् ॥१०॥ ब्रह्मजज्ञानं प्रथमं
पुरस्ताद्विसीमतः सुरुचो वेन आवः ॥ स बुध्न्या उपमा अस्य विष्ठाः
सतश्च योनिमसतश्च विवः॥ ब्रह्मणे नमः॥११॥ विष्णो रराटमसि वि

पू. १

श्रीगणेशाय नमः ॥ ॥ अथ सत्यनारायणपूजा ॥ आकृष्णेन रजसा व

र्तमानो निवेशयन्नमृतं मर्त्यं च ॥ हिरण्ययेन सविता रथेन देवो याति

भुवनानि पश्यन् ॥१॥ सूर्याय नमः ॥ सूर्यमावाहयामि ॥ गन्धाक्षतपुष्पं

समर्पयामि ॥ एवं सर्वत्र ॥ इमं देवा असपत्नं सुवध्वं महते क्षत्राय महते

ज्यैष्ठ्याय महते जानराज्याय इन्द्रस्येन्द्रियाय इमममुष्य पुत्रममुष्यै पुत्रम

विश एष वोमी राजा सोमोऽस्माकं ब्राह्मणानां राजा ॥२॥ चन्द्रा

य ॥ अग्निर्मूर्द्धा दिवः ककुत्पतिः पृथिव्या अयम् ॥ अपां रेतांसि

वति ॥३॥ भौमाय नमः ॥ उद्बुध्यस्वाग्ने प्रतिजागृहि त्वमिष्टा

थामयं च ॥ अस्मिन्सधस्थे अध्युत्तरस्मिन्विश्वेदेवा यज

त ॥४॥ बुधाय नमः ॥ बृहस्पते अति यदर्यो अर्हा द्युमद्विभा

# ગુલબંકાવળીની

## વારતા.

### મંગળાચરણ–દોહરો.

શ્રી ગણપતિ આરાધીએ, પુજુ બેઉ કરજોડ;
સહુ મળી કવિ કરૂણા કરો, કોઇ માં દેશો ખોડ. ૧
સરસ્વતી મા કરૂણા કરો, વાણી આપો શુદ્ધ;
ખોટું ખરૂં લેનો નથી, કૃપા તમારી બુદ્ધ ૨
પ્રથમ ઇષ્ટદેવને પ્રણમું, જેની મુજપર સહાય;
કરૂણા કરો હું કરગરૂ, આ ગ્રંથ ચાલતો થાય. ૩

ચોપાઇ–સીર કસ્તાન નામે એક ગામ, જલદસંગ રાજાનું નામ;રાજ ચલાવે રૂડી પેર, ઘણી અલખત છે તેને ઘેર. વરણ અઢારે વાસો રહે શોભા ઈંદ્રના સરખી વહે; રાજાને પ્રધાનજ સહી, તે પણ અતી ડાહ્યા છે તહી તે રાજાને રાણી એક,ને તણો શું કહું વિવેક તેને પુત્ર પ્રગટ્યા ત્યાં ચાર.:તેની શોભાનો નહી પાર. કરી પુત્ર જનમીયો એક, તેના લેખ કર્યા વિવેક; જોશીએ રાજાને કહ્યું, તે લેખમાં એક કૌતક થયુ. ત્યારે રાજા બોલ્યા વાણ, કહો જોશીજી ચતુરસુજાણ: સાંભળીને જોશી કહે રાય, ને લેખનો કહુ મહીમાય. પુત્ર સુખ જોશો જ્યારે, આંખે અંધ થશો ત્યારે; ત્યારે રાજા ચમકયો મન, જોશી કહે તે સત્ય વચન.

દોહરો—રાજાએ વજીર તેડાવીયો, કહી માંડીને વાત;કહે વજીર હવે શું થશે, કાજ શું કરવું ભ્રાત. ૧ પુત્રનું મુખ જોવું નહીં, શું છે પુત્રનું કામ; મુકો એને વન જઇ, ના આવે આ ઠામ. ૨ વજીર તમે ચોકી કરો, ના મુકશો બીજો એક; જાળવજો જુગને કરી, સાચુક-

હુંફ્ફુ તેહ. ૩ વજીર ત્યાંથી સંચર્યો,ગયો તે વનઝાર;બાર ગાઉ પેર જઈ રહ્યા, જતન કરતા અપાર.૪

ચોપાઈ—એ વાત તો અહીંથી રહી, પેર રાજાની શી ગત થઇ; વજીર ગયા પછી શું થયું, પેર તેહની પ્રીતે લહુ. એક સમે પોતે રાજન,નીકળ્યા બીજબાનીએ વન; ભુપ બેઠો વાડીમાં જઇ, ખાનપાન કરે છે સહી. પછી નિકળ્યો મ્રગીયા બહાર, સાથી પોતે તેડયા સાર. સાથે સાથી તેને સહી. શિકાર રમવાની ઇચ્છા થઇ; મ્રગ દીઠું એક વન મોઝાર, સાંધ્યું બાણ મુકયો તોખાર; જાણે ઘાયલ કરૂ આવે લાગ, નાસે હરણ તે અથાગ; પુંઠે તે મુકયો તોખાર,નાસે વન મોજાર; સાથી સહુ પછવાડે રહ્યા,રાજા હરણની પુંઠે ગયા.સાત જોજન તે નાઠું જાણ,તે હરણના લીધા પ્રાણ;અશ્વ રાખ્યો ઉભો તે ઠામ, થઈ ગયું રાજાનું કામ. પુત્ર પાંચમો ત. જલમુખ નામ, જેણે નિજ તજાવ્યું ગામ; મુખ જોએ અંધજ થાય જાણી કહાડયો જંગલ માંય. એક દિવસ પ્રધાનજ સહી,શિખનાં વચન કુંવરને કહી, તેથી ક્રોધ ચડાવી કરી; આવ્યો સુત વન ભમતો ફરી. તેના જોગ આવીને મળ્યા, લખ્યા લેખ ટાળે નહી ટળ્યા; દીઠો આવતો રાજકુમાર, જાણે બીજો ઇંદ્ર અવતાર. ધન્ય ધન્ય એ જનુની તન, જેની કુખથી થયું રતન; દ્રષ્ટ ભરી જોયો જેટલે, રાજા અંધ થયો તેટલે.

છપ્પો—ટળશે ભુંડી ભુખ, કંઇક ઉધમ કરવાથી; ટળશે શતનો ભેદ, દેશ પરદેશ ગયાથી; ટળશે દેહમાં રોગ, રોજ ઓસડ કરવાથી; ટળશે દુબળ દેહ, અહો જપ તપ કરવાથી; પુન્યે તો પાપ ટળે સહી, મહાજનો કહે છે કથી; કવીજન મુખ વાણી કહે, લખ્યા લેખ

ળતા નથી. જાય જોરાવર શરણ, મેરૂ ઉપર જઈ બેસે; બેસે ગિર ગુફાય, જાય દેશ કે વિદેશે; પેસે જો પાતાળ, આપ આકાશે જાયેઃ જાય શેષને શરણ,રહે વચે દળ માંયે; જોગી થઈ જંગલ ભમે, અનેક ઉપાય કરો કૃથી;કવિજન કહેસતમાનજો,લખ્યાલેખ ટળતા નથી.

દોહરો–પુત્ર જાણે કોઈ રાજવી, રાય જાણે રાજકુમાર; દ્રષ્ટે દ્રષ્ટ બેઉની મળા, ત્યાંથી ચાલ્યો અસ્વાર. ૧ નજર ભરિને નિહાળીયું, અંધ થયો અશ્વને રાય; લખ્યા લેખ આવી મળ્યા, શાસ્ત્ર ખોટાં કેમ થાય. ૨ રાજાએ મન વિચારીયું.એ મત મહારો જાણ;જોશીએ કહ્યું નિશ્ચે થયું, મેં નિશ્ચે કર્યું પ્રમાણ. ૩ શોકાતુર મનમાં થયો, તેને દુઃખતણો નહી પાર; જાવા મારગ સુઝે નહી, વજીર આવ્યો તે ઠાર. ૪ પ્રધાન જે પોતા તણો, બુદ્ધબળ જેનું નામ; પુત્રને સોધવા નિસર્યો,આવી પોહોચ્યો તે ઠામ. ૫ આવીને ઉભો રહ્યો કરી દંડ પ્રણામ; રાજા કંધ નથી દેખતો, વિચાર્યું તે ઠામ. ૬ રાજા કેમ નથી બોલતા, મેં તમને કર્યા પ્રણામ;તમને અડસટે ઓળખ્યા, કયાંથી આવ્યા આ ઠામ. ૭ રાજા કહે શું બોલીએ,અંધ થયો હું જાણ; રાજકુંવર દીઠો અહીં, તેહ પુત્ર નિર્વાણ ૮ છુટા કેમ મુકયો તમે, અહીં કેમ આવ્યા આપ; મારી શીખ માની નહી, નડયાં કર મનાં પાપ. ૯ શોકાતુર સર્વે થયા, સુણી આવાં વચન; પછે તેડી આવ્યા પુરવિષે. સેન્યા સહીત રાજન. ૧૦ વારતા ચાલી પુર વિષે, પામ્યા શરીરે દુઃખ,પાપી પુત્ર પેદા થયો, દીઠું તેનું મુખ. ૧૧ ત્રાહે ત્રાહે સૌકો કરે, વરણ અઢારે લોક; નિંદા કરે સહુ પુત્રની, ધરે છે મનમાં શોક. ૧૨ રાજા ચાલી ઘેર ગયા, તેને દુખતણો

નહી આવ; ભરી સભા બેઠા મહી, સર્વે કર્યા જુહાર. ૧૩ બેશી મંડિત બે બેઠિયા, વૈદમે વિચ્ર અપાર; ચીશર્તીઠ કીયા સહી, મુખ બોલ્યો તે ઠાર. ૧૪ શાસ્ત્ર વચન સાચી થયાં, ચંત્ર થયો હું આંધ; પાછાં નેત્ર ચાવે મુને, એવા છે ઉપાય. ૧૫ ત્યારે વિપ્ર સહુ બોલીયા. વૈદકશાસ્ત્રનું કામ; પુછો તેડી ધનવંતરી, તે પુરે મન હામ. ૧૫

ચોપાઇ—વચન વિપ્રનાં મનમાં ધરી, વૈદ સભા રાજાએ કરી; મુલક મુલકના હકીમ જેહ તેડાવ્યા સહી આણી નેહ. ભરી સભા સહુ બેઠા સાથ, રાજા બોલ્યા જોડી હાથ; કયે પ્રકારે પામુ આંખ, શાસ્ત્ર પ્રમાણે પુરે શાખ. મારે ધનવંતરી સહુ તમો, નિશ્ચે કરીને બોલ્યા અમો; એમ કહીને નમાવ્યું શીશ ત્યારે વૈદ બોલ્યા દશ વીસ. અનેક ઉપાય કરશો રાય, તોય આંખ સારી ન થાય; લખીત વાત એ નિશ્ચે થઇ, દેખતો કરનારી છે તહિ. ગુલબંકાવળી પુષ્પજ સાર, તેહ મળે તો થાય કરાર; સાત જનમનો અંધજ હોય, અડકે પુલ કે નજરે જોય. તે મળે તો કામજ થાય, બાકી બીજો નથી ઉપાય; એવાં વૈદકનાં સુણી વચન, દરખ્યું ઘણું રાજાનું મન. ખોળ કરાવી અપરંપાર, શોધવા મોકલ્યા ઠારેઠાર; જે લાવે બંકાવળો ભાળ તે નરને હું કરૂં નિહાલ. અખુટ ભંડાર ભરાવું વાસ, વજીર કરીને રાખું પાસ; શહસ્ત્ર માણુસ થયાં તૈયાર, શોધવા નિકળ્યા ઠારોઠાર, પહાડ પર્વત જોયાં બહુ ઠામ, પણ ન મળે બંકાવળી નામ; પુર્વ પશ્ચિમ ઉત્તર દક્ષિણ સહી, કાંઇ જોવામાં બાકી નહિ. નિરાશ થઇ પાછા આવિયા, કાંઇ ભાળ તો નથી લાવીયા; લાચાર થઇ

બેઠો સૌ સાથ, ત્યારે ઘસ્યા રાજાએ હાથ. અરે દૈવ આ તે શું થયું, વૈદક વચન તો મિથ્યા ગયું; કયાં જાવું હવે શું કરૂં, દેહ ત્યાગ કરીને મરૂં. અંધતણો ધિક અવતાર, લાચાર થઈ બોલ્યો ઠાર.

દોહરો–લાચાર થઈ વાણિ કહી, ત્યારે ઉઠયા સુત ચાર; પાસે જઇ ઉભા રહ્યા, કરી તાતને જુહાર. ૧ ઓસીગણ થાશું અમો, બત્રીસલક્ષણા તવ; બંકાવળી ને લાવીએ, મુખ બોલ્યા એમ વચન. ૨ ચતુરાઇએ શોધી લાવશું, ઓસીગણ થાશું તાત; રજા આપો અમને તમો, બોલ્યા સભામાં વાત ૩ રાજા કહે હું અંધ થયો, વળી તમો જાવ છો તન; ધીરજ કેમ ધરી શકું, કેમ વાળીશ મુજ મન. ૪ થોડા દિવસમાં આવશું, નીશ્ચે કરીશું કામ; માટે રજા આપો તમે, આ વેળા આ ઠામ. ૫ નથી આશરો બીજાતણો, સર્વે બીચારા રાંક; અમ વિના કામ થાય નહિ, એ નિશ્ચે આરો આંક. ૬ સભા સર્વે વાણી વદે, એ બત્રીસલક્ષણા તન; લાવે તેમાં સંદેહ નહિ, એમ બોલ્યા સર્વે વચન. ૭ ધીર વીર મહા પરાક્રમી, બુદ્ધ શિરોમણ સાર; એ ચતુરાઇથી પેદા કરે, એ ગુણતણા ભંડાર. ૮ ત્યારે રાજાએ હિંમત ધરી, બોલ્યો તેણે ઠામ; લ્યો ખજાનો અતિ ઘણો, સિદ્ધ કરો એ કામ. ૯ હસ્તી પાંચ એરાવતી, પાંચસે અસ્વાર; ખજાનો આપ્યો અતિ ઘણો, કહેતાં ન આવે પાર. ૧૦ શુભ મુહુર્ત જોઇ નિસર્યા, કુચ મુકામે જાય; એ વાત રહી એટલે, બીજે કહું મહિમાય.

ચોપાઇ–તાજલમુખને ખબરજ થઈ, પિતા અંધ થયો મુજને જોઇ; તેહની ચર્ચા મારે જોવી સહી, એવા તમાં સંદેહ નહિ. મળ્યા જંગલમાં મુજને તાત, સાચી

માની કુંવરે વાત; ધિક્કાર પડયો મારો અવતાર, મુજ શીર બેઠા મોટી ગાળ. ધિક્કાર પડયુ એ મારૂં રૂપ, જોઈ પડુ હું મોટે કુપ; શું મુખ લઈને હું તે ફરૂં, માટે વિખ ખાઈને મરૂં. એ વિચાર કર્યો જેટલે; કાસદ એક આવ્યો તેટલે; તેણે મુખથી વાણી કહી, રાજાનાકુંવર આવ્યા છે અહીં. બંકાવજીની લેવા કારણે, ઘર તજી નિકળ્યા બારણે; તે પગેનો રૂડું થાય, તો એ દેખે રૂડા રાય. એવાં વચન કાસદનાં સુણી, ખુશાલી વાધી મનમાં ઘણી; વિચાર કર્યો પોતાને મન, હું જઇ મળું મુજ બંધવ જન. પછી પાર હું તેહનો લઉ. તે પ્રમાણે હું પણ જાઉ; તોરિ ઉપર થયો અસ્વાર, માર્યો ઘેડો ન લાગી વાર. મુકામ કરી રહ્યા તા જ્યાંય, તાજલ મુખ આવી પહોંચ્યો ત્યાંય; ઘોડામને ઘોડો સહી, કોઇએ તેને ઓળખ્યો નહિ. એક સૈયદ તેના લશ્કર મહી, તેણે પુછ્યું રાજકુંવરને જઇ; કોણ છો તમે બાળેવેશ કેમ નિકળ્યા છો પરદેશ. ત્યારે તે નર બોલ્યો બોલ, જાણે જીભ્યા અમરત ની તોલ; પંથી મૂસાફર છીએ અમો, પુછો છો તો સુણજો તમો. નથી ભાઇબંધ સજન સાથ, તમ શરણે આવ્યા ઝાલો હાથ; ત્યારે બોલ્યા સૈયદ શાહી, ચિંતા ફીકર કાંઇ કરવી નહિ; સુખે રહો અમારી પાસ લશ્કર સાધીન કરજો વાસ.

દોહરો—એમ અરસપરસ વાતો કરે, રા તેને સથ્થાથ; પ્રાતઃકાળે ત્યાંથકી, સૈન્યા સંગાતે જાય. ઘણા પંથ કાપ્યા સહી, એમ કરતાં આવ્યું એક ગામ; ડેરા તંબુ તાણીયા, કીધો સર્વે મુકામ. તે નગરતણી શોભા ઘણી કહેતાં કહી નવ જાય, નવનવા મહેલ શોભીરહ્યા, દીસે ઘણી શોભાય. રાજા ત્યાંનો સતવાદીયો, પ્રજા તણો મ-

તિપાળ; દુઃખ નહિ દેશમાં, શોભા અપરંપાર. તારિફ સુણી એવી શહેરની, હરખ્યા સૌ તે ઠામ; ચાર ભાઈ તે ચતુરનર, જેવા ગયા તે ગામ. દરવાજા પોળને બા રીઓ, ગલીકુંચી ને બજાર; જળહળ જોત ઝળકી ર-હી, શોભા ઠારોઠાર. જોતાં જોતાં આવીયા, જ્યાં છે ભ-ર્યા બજાર; ત્યાં એક મહેલ દિઠો સહી, તેની શોભાનો નહિ પાર છજાં ઝરૂખાં રાવટી, સહુ મેનાકારી કામ; ચક નાંખ્યો છે જરીતણો, જાણે ઇંદ્રપુરીનું ધામ ઢાલ દિઠો એક બારણે, ત્યાં છે સુંદર કામ; ત્યાં સુંદર નાર એક અવનવી, ને ઉંચા બહુ આવાસ. ચારે ભાઇ મ-હા ચતુર છે, પુછે તેડીને પાસ; આ મહેલ છે કોણતણો કોણ છે એની જાત. આ ઢાલ મુકયો શા કારણે, એ સંદેહ સરખી વાત.

ચોપાઇ—એ રીતે ચારે બોલ્યા વાત, ત્યારે જોડયા પેલે હાથ; એતો ગુણકાકેરૂ છે દ્વાર રાજદ્વારથી શોભા સાર. દેવાંગના છે સુંદર રૂપ, નામ કન્યાથી શોભા અનુપ; પદમની હંસની ચંતની નાર, તેને ગણતી ન-થી લગાર. જાણે ઝળકે જળહળ જોત, ઉગ્રાકર શોભે ઉદ્યોત; મોહની રૂપ છે સુંદરી, પૃથ્વી ઉપર એક અવ તરી. લાખીગુણકા એનું નામ, ઘેહેલું કીધું સઘળું ગામ; લાખ રૂપિયા આપે જેહ, મુખ વિનતાનું નિરખે તેહ. પ્રથમ દ્રવ્યના ઢગલા કરે, પછે દાંડીયા કરમાં ધરે; એક લાખનો એકજ નાદ, વિનતાને કાને પડે સાદ. સુણી સાદને દેછે માન, દાસી સાથે મોકલે છે પાન; તેડી જાય છે મહેલની મહી, જે કહેશો તે કરશે સહી. દ્રવ્ય હોય તો નાદજ કરો, નહિ તો માગમાંહી પરવરો; એવાં દાસીનાં સુણી વચન, વિચાર કરવા

લાગ્યા મન. એટલો તોર રાખે સુંદરી, જોવી એને ન જર ભરી, લાખ રૂપિયાનો એક ઢોલ, તે પ્રમાણે જોવું તોલ. પાસે દ્રવ્ય તેને શી વાર, ચાર ઢગલા કર્યા તે ઠાર; પછે ડાંડીયા લીધા હાથ, અવાજ કર્યા ચારે જણ સાથ. લશ્કર પડયું પાદરે સહી, ચારે આવ્યા ગુણકાને તહી; તાજલમુખ રહ્યા લશ્કરની પાસ, ચારે આવ્યા ગુણકાને આવાસ.

દોહરો—કીધો નાદ ચારે જણે, થયુ વિનતાને જાણ; પ્રસન થઇ ઘણું કામની, બોલી મુખે વાણ. ૧ કોનર આવી પોહોચ્યા સહી, દાસી દે જઇ માન; તેડી લાવો મુજ આગળે, આપો ફોફળ પાન. ૨ એવાં વચન દાસી સુણી, ઉતરી તેની વાર; સોળ શણગાર સજ્યાછે શોભતા તેના શોભાનો નહી પાર. ૩ જુહાર કર્યા નીચી વળી, બોલી મુખથી વાણ; ભલે પધાર્યા રાજવી. છોજી ચતુરસુજાણ. ૪ શેઠાણી મારી તેડે સહી, મોકલ્યાં બીડાં પાન; ચતુરને ચતુર મળે, એમ કહીને દીધું માન. ૫ તેડી ગઇ તે તારૂણી, ચારે ચતુર સુજાણ; બેઠક મધે લાવી સહી, ત્યાં શોભે ઉદિયો ભાણ. ૬ પાટ પરવાળી તણો, જડીત હીંડોળા ખાટ; એ વિશ્વકર્માએ રચના રચી, ઘણી શોભા છે ઘાટ. ૭ એક વિનતા દીઠી બેઠી તહી, તેની શોભાનો પારજ નહી; જેવી કાને સુણી હતી, તેવી સુંદર નાર. ૮ મરવાનેણી કટી કેસરી, શોભે સકલ અવતાર; જાણે વીજળી ઝબકી રહી, વદન કમળ આકાર. ૯ ઘણી ચપળતા નારની, બુદ્ધીતણી ભંડાર; શોળ વરસની સુંદરી, દેખેછે ચતુર નર ચાર. ૧૦ વિનતા ઉઠી ઉભી થઇ, બોલી હાશ વચન; ભલે આવ્યા પ્રથ્વીપતી, ઘણું રીઝયું મારૂં મન. ૧૧

, ચોપાઇ—વનીતા બેઠી ઉભી થઈ, જોતાં ચારની શુદ્ધ નવ રહી; આપી ખુરશી દીધાં માન, તે વનિતાએ આપ્યાં પાન કહે નેત્ર ચપળતા કરી, ચીત ચારેનાં લીધાં હરી; ચારે ચતુરાઈ ભુલી ગયા, જોઈ વિનતાને વ્યાકુળ થયા. વિનતા બોલી મધુરી વાણ, ભલે પધાર્યા ચતુરસુજાણ; કાંઇ આજ્ઞા હમને દીજીએ, તમે કહો તે અમો કીજીએ. એવાં વચન વિનતાનાં સુણી, ચારે જણે વાણી ભણી; લાખ રૂપિયા લોછો તમો, તે કારણ પુછીએ અમો. ત્યારે વિનતા બોલી વાણ, સુણ જો ચારે ચતુરસુજાણ; માહારે રમત રમવાના કોડ, પરણું પહેલી નરશુ હોડ. ચોસારતણી રમત છે જેહ, રમત રમવા આણી નેહ; જો હારૂ તો સર્વે દેઉ, દાસ થઈ તેની પાસે રહું. જો નર હારે આ ઠાર, તો તો કાડી મુકુ બહાર; હારે તો દ્રવ્ય મુકીને જાય, જીતે તો મુજ સ્વામી થાય. બત્રીસલક્ષણ તેનું છે નામ, મુર્ખ શું સમજે આ કામ; એવાં વચન વિનતાનાં સુણી, વિમાસણ થઇ ચારને ઘણી. ગમે તેવી પણ આખર નાર, એને જીતતાં કેટલી વાર; વારાફરતી રમશે સહી, જે જે જીતશે તે વરશે લેઇ; એવો મનમાં કર્યો વિચાર, માંડી બાજી નવ લાગી વાર.

દોહરો—માંડયા પાટ કંચનતણા, ચતુરંગી સોગટી સાર; વિનતાએ ત્યાં મુકીયા, આવીને બેઠી નાર. ૧ બીલાડીને શીર દીપક ધર્યો, પછે બોલી મુખથી વાણ; હવે વારાફરતી રમો સહિ, તમો છો ચતુરસુજાણ. ૨ જીતે તેની હું તારૂણિ, હારે તેના લેઉં દામ; એમ કહી બેઠી સહી, વિનતા તેણે ઠામ. ૩ એવાં વચન વિનતાનાં સુણી, રીસ ચડી અપાર; તે મધેથી એક ઊઠીયો,

બેઠો સનમુખ નાર. ૪ ઘણે ઠેકાણે ફર્યા તમો, તે આ જ મુકશો તમામ; એમ કહી પાસા ગ્રહી, નાંખ્યાં તેણે ઠામ. ૫ સાચવે નજર એક એકની, નાંખ્યા દઇ દાવ; ચાતુરી ચલાવે ચોગણી, રાખી મનમા ભાવ. ૬ ગમે તેવી કરે ચાતુરી, પણ પડે છે અવળા દાવ; વિનતાનિ જીત બાજી થઇ, તેને હૈડે હરખ ન માય. ૭ એક હાથ બાકી રહ્યો. જો પડે પાસા પોબાર; તો તે જીતે તારૂણિ, હારે રાજકુમાર. ૭

ચોપાઇ—પડયા પોબારને જીતી નાર, રાજકુમાર હાર્યો તે ઠાર; ઉતરી ગયું પછે મુખનું નીર, આઘા જઇને બેસે વીર. બીજો બાંધવ ઉઠયો સહી, વિનતા સનમુખ બેઠો જઇ; તેણે પાસા લીધા હાથ, રમવા લાગ્યો વિનતાની સાથ. તે પણ હાર્યો જોતાં સહી તેની હોંશ પણ પોંચી નહી; ત્રીજો બોલ્યો વાણ. ઉઠી બેઠો ચતુરસુજાણ. મુજને કોઇ જીતિ ન જાય. નથી સુંઠ ખાધી કોની માય; એમ કહીને પાશા લીધ; રમત હતી તે જાગી કીધ. ઘણી ચાતુરી કીધી સાર; તે પણ હાર્યો ન લાગી વાર; ચોથાએ ચતુરાઇ બહુ કરી, તે પણ જીતી લીધો સુંદરી. ચારે નરનાં ઉતર્યા માન, હળવા પડયા જેમ પીંપળ પાન; રાંડના જીત્યા જાશું ફોક, હશાસે પુરના સઘળા લોક; એવો મનમાં કર્યો વિચાર, ફરી રમવા માંડયું તે ઠાર. ચચાર લાખની પાડી હોડ; સોળ લાખ ભરી તે ઠાર. સોળ ચારને લાવે સહિ ન હીતો સોળનિ આશા નહિ; એમ વિચારી પોતાને મન; રમવાને બેઠા તે દીન. વારાફરતી હાર્યા ચાર; જીતી ગુણકા નવ લાગી વાર; હાર્યા જુગારી બમણું રમે. બુદ્ધિ ભષ્ટ થઇ તે સમે. વળી મનમાં કર્યો વિચા

૨, વિનતા પ્રતે બોલ્યા ચાર; હાથી ઘોડા ધનને માલ લખી આપ્યું તેને તતકાળ. હારીયે તો સર્વે દીજીયે, જીતીયે તો તારૂણી લીજીયે; એમ કહી રમ્યા તે ઠાર; તે પણ જીતી લીધું નાર. કાંઇ હોડ કાઢો આ ઠાર, નહિ તો મેહેલથી નિકળો બહાર; સુણિ વચનને લાગ્યું દુઃખ. બોલ્યા ચાર જણા તે મુખ. ચોથી રમત રમીયે અમો, કરીએ હોડ તે સુણજો તમોઃ જો હારીએ તો થઇએ ગુલામ, નહિતો તને વરીએ એ ઠામ. એમ કહિતે રમીયા તહિ, વિનતા તે પણ જીતી ગઇ; ઝાંખા થઇને બેઠા તહિ, પછી વિનતાયે વાણી કહિ.

દોહરો—હાર્યા ચારે ચતુર નર, હાથી ઘોડા ધનને માલ;ગુલામ ખત લખી આપીયું,પછે કેદ કર્યા તે ઠામ. ૧ ગઇ વાત તે ગાંદરે, લશ્કર પડ્યું તે ઠાર; હાર્યા ચારે રાજવી, જીતી ગુણકા નાર. ૨ ગુલામ થઇ તેતો રહ્યા નવ પોંચી મનની આશ; એકે અર્થ સર્યો નહિ, છેક થયા નિરાશ. ૬ એવિ વાત સર્વે સુણી, પામ્યા મન માં દુઃખ, નાઠું લશ્કર ત્યાં થકી ઉતર્યાં સર્વનાં મુખ ૪ તાજલમુખ રહ્યો એકલો. બાકીએ તજીયું ઠામ;દુઃખ ધરી મનમાં રહ્યો, શું કરવું હવે કામ. ૫ નામ બોળ્યુ ચારે બંધવે, લગાડી કુળને લાજ; ગુલબંકાવળી લાવતાં. કરે ગુલામી કાજ. ૬ પરમેશ્વર પ્રતાપથી, જીતું ગુણકાની જાત; છોડાવું મુજ ભ્રાતને, પછી લખીત ૫ હાર્થે વાત. ૭ કરતા હરતા કીરતાર તું, મુજથી કાંઇ નવ થાય; એમ વિચારી મન વિશે, આવ્યો નગરી માંય. ૮ શેરી ચૌટાને ચવિડી જોયા ચોક બજાર; ફરતો ફરતો આવીયો, એક અમીરને ઠાર. ૯ મોટા મેહેલ નવ હુકીનો, દ્વારે બેઠા દરવાન; દીઠો તેણે રાજ.

વી, દીધાં ઝાઝાં માન. ૧૦ કોણ દેશથી આવીયા, શું છે તમારૂં નામ;બત્રીસલક્ષણા દીસે તમો,શું ધારોછો કામ. ૧૧ ત્યારે રાજકુંવર મુખ બોલીયો, અમો મુસાફર જાત; આ મેહેલ છે ભાઇ કોણતણા, એટલી પુછું છું વાત. ૧૨ ત્યારે દરવાને વાણી વદી, એ અમીરતણું છે ધામ; બુદ્ધિ ઘણી બહુ ચાતુરી, ઘેર ઘણા છે દામ. ૧૩ ત્યારે રાજકુંવર મુખ બોલીયો, એક કરો મુજ કામ: અમીરને જઇને કહો. એક મુસાફર આવ્યો મુકામ; ઊમેદવાર મળવાતણો, ઘણી ઇચ્છા મનમાંય હુકમ કરો તો આવીએ; એમ કહો જઇને ત્યાંય. ૧૫

ચોપાઇ—એવાં વચન દરવાને સુણી, ગયો ત્યાં અમીરના ભણી; સનમુખ કરી રહીને કરી સલામ, પછી અરજ કરી તે ઠામ. મુસાફર એક આવ્યો દ્વાર; તેમાં રૂપ છે અપરંપાર; બત્રીશલક્ષણી છે જાત, તેણે એક કહાવી છે વાત. અમીર સાથે મળવું છે સહી, એવી તેણે વાણી કહિ; એવાં દરવાનનાં સુણી વચન, હરખ્યું તે અમીરનું મન. તેડી લાવો માહારી પાસ, મોકલ્યો તેડવા તરત દાસ; આવ્યો સેવક તેની વાર. કર જોડીને કર્યો જુહાર. અમીર હમારા તેડે ત્યાંય બેઠા રંગ મેડીને માંહ; માટે ચાલો હમારિ સાથ. એમ કહીને જોડયા હાથ, સભા કરી બેઠા છે જ્યાંય; રાજકુવર જઈ પોહોચ્યો ત્યાંય; રાજ રીતથી કર્યા જુહાર. અમીર રીઝયો અપરંપાર. મુખ શોભે જાણે ઉગ્યો સુર. એવું રાજકુંવરનું નુર, ઘણી શોભાને રૂપ વિસાળ જોઇને ઉપન્યુ વહાલે પાસે બેસાડી દિધું માન, મુકયા આગળ ફોફળ પાનઃ કયાંથી આવ્યાને કયાં રહો, કામકાજ અમ સરખું કહો. બાળપણામાં જોબન વેશ,

કેમ નિકળી આવ્યા પરદેશ; રાજકુંવર મુખે બોલ્યો બોલ, જાણે જીભ્યા અમરતની તોલ પુરવ દેશ વસુછું અમો, પુછોછો તો સુણજો તમો. જાણે ક્ષત્રી કેરા તન નથી માત પીતાને સજ્જન; ઉચું આભ નીચી ધરતી સહી, એ વિના બીજુ કોઇ નહિ ઉમેદવાર ચાકરીનો જાણુ, જ્યાં અંજળ ત્યાં રહેશુ નિરવાણ; જે ફરમાવે તે કરવું કામ, બત્રીશલક્ષણો મારૂં નામ એવાં વચન અમીરે સુણી, ખુશાલી બાંધી મનમાં ઘણી; મુજ પાસે તમે સુખે રહો, મન ગમે તે મુસારો લ્યો. ખાવ પીઓને મોજ કરો, શેહેર બજારમાં સુખે ફરો; એમ કહીને રાખ્યો પાસ. પોચી મનડા કેરી આશ.

દોહરો—એકાંત જગા આપી સહી, ત્યાં ઉતર્યો રાજકુમાર:ભોજન કરે મન ભાવતાં, જઈ બેસે દરબાર. ૧ હાસવિનોદ ને ચાતુરી, કરે રાગને રંગ; ચતુરાઇ ચલાવે ચોગણી, જઇ અમીરની સંગ. ૨ સેતરંજ ગંજીફા સોગટાં રમે અમીરની પાસ; એક ઘડી વિલો મુકે નહી તેને દીઠે મનડું હુલાશ. ૩ પાછલો દીવસ ઘડી એક રહે, તે વખત નિસરે બહાર; બજારમાં ફરિ કરી ઘેર આવે રાજકુંવર. ૪ એમ કરતાં દિન વીત્યા બહુ, પછી કીધો મન વિચાર, આમ બેસી રહે સિદ્ધિ નહિ, અમીરના ઘર મોઝાર. ૫ એક સમે બોલ્યો સહી અમીર પ્રતે તે વાત; સોદાગર એક મિત્રથી. પ્રિત ઘણી મુજ ભ્રાત. બબે ઘડી જાવાતણી. મારા મનની હામ; હુકમ હોય જો તમતણો, તો જાઉં તે મુકામ. ૭ અમીર કહે સુખે પરવરો, એ વાતે મુજ મનઃ ઝાઝી વાર કરશો નહી, એમ મુખે બોલ્યા વચન. ૮ વારૂ કહીને નિસર્યો ફરે. તે નગરમાંય; ચોસર રમે છે ચતુરનર,

જાઇને તેને ત્યાંય. ૯ માન દીધું સર્વે મળી; પુછે છે સમાચાર; ઘટે તેવો ઉત્તર કહ્યો સહુ હરખ્યા અપરંમપાર. ૧૦ ચાર ઘડી બેઠો સહી. જોયો સઘળો ખ્યાલ જુહાર કીધો સર્વને, ઉઠયો પોતે તતકાળ. ૧૧ ચતુરનર બોલ્યો સહીં, આવજો નીત આ ઠામ; મુકામ છે તમતણો, એમ કહાને કરી સલામ. ૧૨ પાછો આવ્યો મુકામ તે, કર્યાં ભાવતાં ભોજન; પછી અમીરને રીઝવ્યો, એટલે આથમ્યો દન. ૧૩ રજની વિતી રંગમાં, ઉદે થયો સવાર; ત્રણ પોહોર કરી ચાકરી, ગયો મિત્રને દ્વાર ૧૪ ચોરસની બાજી રમે, ભલા ખેલાડી સાથ; માગ્યા દાવ લાવે સહી, એવા એના હાથ ૧૫

ચોપાઇ—ભલા ભલા નર આવે તહીં કોઇ તેને જીતી જાય નહિ; મુકાવે સહુના અહંકાર, એવો ખેલાડી અપરંપાર ઘણા દીવસ રમત રમીયો સહિ, સાબેત રમત કિધી તહિ; પછી વિચાર્યું મન મોજાર; હવે જાઊ ગુણકાને દ્વાર તેના ઘરની ચર્ચા જોઉ મારા મનનો સંદેહ ખોઉ; કોણ પ્રકારે જીતે નાર તેનો પુછી કાહાડુ પાર. ભેદ પ્રપંચ કરશુ આજ, તો તો સરશે મારૂ કાજ નહિ તો કામ થવાનું નથી, હિંમત મુકે શું થાય કથી. એવું વિચારી મનની માંય, ગુણકાના ઘર આગળ જાય; નીકળી ઘરમાંથી એક નાર, ઘણી વૃદ્ધ છે અપરંપાર જેસ્ટીકા કરમાં ઝાલી ખરી, મદમાતી ચાલે સુંદરી; એક ચતુરનર ઉભોછે બહાર, તેને પુછી જોયું તે વાર. આ ઘણી વૃદ્ધ ડોશીની કાય, નથી ચાલતા એના પાય; સજન સહોદર છે કે નહિ, એ વૃદ્ધપણે દુખ પામે સહિ. એવાં કુંવરનાં સુણી વચન હસીને બોલ્યો તે મન; આ લાખી ગુણકાનો ધામ, એના ઘરમાં ઘણાં

છે હામ. તે આં ડોશીને છે હાથ, એમને પુછી કરે છે વાત; સહુ મુસાફરને લાવે અહીં, રંડાને દયા ન આવે મન માંહી. તેનાં ફળ ભોગવે છે કાય, તમો શું જાણો વાર્તા રાય; તમો જાતે મુસાફર સહી, આજ છોને કાલે નહિ. એમ કહીને હસ્યો તે ઠાર, મનમાં હરખ્યો રાજકુમાર. સલામ કરી ત્યાંથી પળ્યો. આગળ જઈ ડોશીને મળ્યો. જઇને ચરણે નમાવ્યું શીશ, દંડવત કર્યા દશ વિશ; પછે તલસવા માંડયા પાય, રૂદન કરેછે ધાડે રાય. ડોશી અચરત થઇને રુહી, મુખથી તેને વાણી કહી; કોણ છેરે, ભાઈ તું તો જન, શાકારણ તું કરે રૂદન. સુરાપાન કર્યું છે કાય, તેથી રૂદન કરૂં છું માય; મ્હારી ચરણો તલાસે આજ, પુત્ર સમજી તારા કાજ. કોણ જાતિરે શું છે નામ, કયાંથી આવ્યા આણે ઠામ; એવી વાત પોતે ચિત્ત ધરી, ડોશી પ્રતે વાતજ કરી. ડોશી સુણીને હરખો મન, સાથે લઇને ચાલી તન; માથે તેણે ફેરવ્યો હાથ, સુખે રહો તન મારી શાથ ખાનપાન કરાવ્યાં સહી, પછી તેને વાણી કહી; અમો જાશુ માતાજી આજ, પરાધીન ચાકરીને કાજ. પુત્ર જવા થયો તયાર, બોલી ડોશી તેણીવાર; પુત્ર વળી આવજે કાલ, એમ કહી વળાવ્યા બાળ ત્યાંથી આવ્યો અમીરને ઘેર, તે વાતની કોઇ નવ જાણે પેર; અમીરનું કરેછે કામ, મિત્ર સાથે રમે તે ઠામ. વળી ડોશી પાસે બેસે જઇ મધુરી વાણી બોલે સહી; માતાજી ફરમાવો કામ, હું છું પુત્ર તમારો જાણ. મુજને આશરો તમારો સહિ, મારે માથે બીજું કોઇ નહિ; ઘણા બોલે મધુરાં વચન, તેમ તેમ ડોશીનું હરખે મન; એક ઘડી જો મોડા જાય, ડોશી અન્ન પાણી નવ ખાય; દેખે ત્યારે

સુખી થાય, એવી વશ કરી તે રાય એક સમે ડોશીની પાસ, આગળ મુકી મહોર પચાસ, મહિનો અમીરે આપ્યો તેહ. તમ પાસે લાવ્યો છું એહ. ખરચપાણીને જોઇયે સહિ, તે માટે હું લાવ્યો અહીં. એમ કહીને આપી હાથ ડોશી બોલી કુવરની સાથ. કેટલા કાળ જીવીશું ઠામ, મારે દ્રવ્યનું શું છે કામ; મારી પાસ ઘણો છે દામ, જે જોઇયે તે લેજો આ ઠામ. કુંવર ॥ હે મારે માથે તમો. જે જોઇયે તે લેશું અમો; પુત્ર જે લઇ આવ્યો ધન, માતા સાચવે કરી જતન. પુત્ર કહે માતાજી રાખો તમો, તમારે આશરે જીવું છું અમો, એવીવાણી મધુરી ભણી, તેમતેમ ડોશી હરખે ઘણી. જોગીતે વશમાં કેપજ જેમ, રાજાને વશ ડોશી તેમ; જેમ સપને વશ કરે ગારૂડી, તેમ કુંવરે ડોશી વશ કરી. અંધ જેમ પામે લોચન, તેમ પુત્ર જોઇ હરખે ડોશીનુ મન; ઘણા દિવસ એમ ગયા વહી, ત્યારે રાજકુંવરે વાણિ કહી. પુરૂષચરિત્ર કર્યું તે વાર,વિસ્તારી કહ્યું આ ઠ.ર; શ્રોતા જન સાંભળજો સહી, કવીએ એવી વાણી કહી.

દોહરો—એક સમે ત્યાં બેઉ જણાં, એકલાં વન મોજાર. ત્યાં એક કુપ દીઠો સહી, તેમાં જળતણો નહિ પાર. ૧ આ જળમધ્યે હું પડુ, તું જોજે મારી માત; પાછા પગ અહીં નહિ ધરૂં, તું નીશ્ચે જાણજે વાત. ૨ ડોશી ઘણું મન કળકળી, ભાઇ એશું બોલ્યા બોલ; પુત્ર કહે કૌતક કર્યાં, ખરી વાત તુ ખોલ. ૩ ત્યારે ડોશી મન રીઝી ઘણું, આનંદ ફેલ્યો અંગ; કરવા લાગી વારતા, તે ચતુર નરને સંગ. ૪ પુત્ર જે માગે સહી, તે આપું તને દામ; તું પડીશ ત્યારે હું મરીશ, શું સરશે એમાં કામ. ૫ પુત્ર કહે માતાજી સુણો, ત-

મો ચાપો ધન અપાર; એક વાતનો સંદેહ મુને, તે જણજો આ વાર. ૬ તમ વિના ભાંગનાર નહિ, મારા મનની ભ્રાંત; ત્રીજું માણસ સાથે નથી; બેઠા છીએ એકાંત. ૭ ડોશી કહે સુણ દીકરા, શું સંદેહ તુજ મન તે ભાગુ આંણી ઘડી, વળી લો ઝાઝું ધન ૮ એમ કહી વચનજ આપ્યું, સંદેહ ભાગું આ ઠામ; રાખી વાત કરૂ અમો; તે વાતે શાક્ષી શ્રીરામ. ૯ ત્યારે તે નર બોલીયો સાંભળ મારિ વાત; લાખી સર્વેને જીને, ભાગો મનની ભ્રાંત. ૧૦ ભલા ભલા હારિઆ, કોઇએ ન જીતી નાર; કોઇ જીતી શકતું નથી, તે સંદેહ મને અપાર. ૧૧ કરોડપતી કીંકર કર્યા, રાખે ઘણો એ તોર કોણ ઇષ્ટની ઉપાસના, કોણ તરૂણી શીર જોર. ૧૨ નથી દ્રવ્ય મારી કને, મને નથી રમવાનું મન; સેહેજ વાત પુછું અમો, એમ બોલ્યો મુખથી વચન. ૧૩

ચોપાઇ—ત્યારે ડોશી બોલી બોલ, સાંભળ દીકરા એનું તોલ; એ વાત વિસ્તારૂ અમો, કોઇ આગળ નવ કહેશો તમો. કદાપી જશે ત્રીજે કાન, તે વાતે ઉતરશે માન; કહેશે ઘર માર્યું ઘરની થઇ, એટલી એબ મુજને છે સહી. પુત્ર કહે પ્રતિજ્ઞા કરૂં, બ્રહ્મહત્યાદીક પાપ; એવિં પ્રતિજ્ઞા કરી જ્યાં, ત્યારે બોલી ડોશી ત્યાં. લાખી પાસે કાંઇ વિદ્યા નથી, નથી ઇશ માથે સર્વથી; પાસા છે વિનતાને હાથ, ભરે છે મોટા સાથે બાથ. બીજો એક કરેછે ઉપાય, તેથી નર સૌ હારી જાય; એક બીલાડી પાળે છે નાર, તેને કેળવી અપરંપાર. દીપક તેને માથે ધરે. પછી રમત તે જારી કરે; નવ હાલે નવ ચાલે મંઝાર, ઠરી ઠામ બેસેછે ઠાર. બીજો ઉંદર પાળે છે જાણ, ઘણા કેળવ્યા છે નિર્વાણ; બિલાડી પાસે બેસે

સહી, મુખ આગ ન પણ ખાએ નહીં. ઉંદર બિલાડીનો ત્યાં મેળ, ગુણકા નરશું માંડે ખેલ; મન ગમતા હાવ જોઇએ જેહ, બિલાડી સામું જુવે તેહ. ગરદન ફેરવે તેની વાર, દીપક ઝાંખો પડે તે ઠાર; ઊંદર પાસા ફેરવે સહી, તે પ્રકારે જીતે તહીં. બીજી વિદ્યા કાંઇ પાસે નથી, સત્ય કરી માને સર્વથી; રાજકુંવર ત્યારે રીઝયો મન, માતાજી એ સત્યવચન. સંદેહ મનતણો ભાગ્યો સહી, ડોશીને પગે લાગ્યો તહીં; ગયાં વેર પોતાને તત્કાળ, ડોશીને ઘણું ઉપજ્યું વહાલ. આપી જવેર હીરાની માળ, ત્યાંનો કુંવર થયો નિહાલ; કરે ચતુરાઇ તણો વિચાર, લાધ્યું દ્રવ્યને નિકળ્યા બહાર. ભરી બજારે થઇને જાય, દીઠો વાઘરી ઊભો ત્યાંય; એક નોળીયાનું બચ્ચું સાર વેચવા ઉભો ભર બજાર. એથી જીતવાનો તે નાર, એવો મનમાં કર્યો વિચાર; માટે લઉં તેને હું અહીં, આપી મુલને લીધો સહી, બાંહ્ય મધ્યે ઘાલ્યો તેણીવાર, તેને કેળવ્યો અપરંપાર.

દોહરો—સોગટી મારે હાથની, કે ચડપ નિકળે બહાર; મુષક એકને પકડે સહી, જ્ઞાન કરતા વાર. ૧ દેગડી મારે હાથની, ત્યારે જઇ કરે શિકાર; એ રીતે તેને કેળવ્યો, દીન થયા દશ બાર. ૨ પછી સલામ જઇને કરી, અમીરકેરી પાસ; જમવાને મુજ તેડીઓ, માટે રાજા આપો રજાય. ૩ મીત્ર અમારો એક છે, તેતણું છે લગ્ન બીજો સવાલ મુજતણો, તે કહું છું મુખવચન ૪ લગ્ને જાવું છે માહરે, તેની ચિંતા મુજને થાય; કીયા મુજ ઉપર કરે, તો લગ્ને મુજથી જવાય. ૫ એવાં વચન અમીરે સુણી, આપ્યાં વસ્ત્ર અપાર; આભુષણ ઘણાં શોભતાં, કહેતાં ન આવે પાર. ૬ અમુલ્ય થોડ્પે-

ચ આપીયો, જેને જરીના તાર; સાલજોડા સવાલાખ-નો, રત્ન જડીત એક હાર. ૭ પગનો તોડ સોનાતણો, પગંમાં મોતીના હાર; કાં સાંકળાં કંઠીઓ, પહેર્યા એવા શણગાર. ૮ પ્રતિબિંબ બીજું પ્રગટયું, જાણે જળહળ જોત; જાણે કામદેવ પ્રગટ થયો, અને શોભે ઉદ્યોત. ૯ અમીર જોઇને રીઝીયો, આપ્યો એક તો-ખાર; અશ્વ બેશીને પરવર્યા, મિત્રતણે દરબાર. ૧૦ વચન અમીરનાં સુણી, કુંવરે કર્યો જુહાર; અશ્વ બે-શીને પરવર્યો, તે ગયો ગુણકાને દ્વાર. ૧૧

ચોપાઇ—સમી રાજાએ ઉતર્યો તે ઠાર, ગયો લા-ખીના મોહોલ મોજાર: જાણે ઉગ્યો જેવો સુર, એવું નિરખ્યુ કુવરનુ નુર દરવાન પણ બોલી નવ શકયો, પોતે ચાલ્યો ઘરમાં ધસ્યો; જઇ મેડીએ ચડયો સહિ વિનતા બેઠી દિઠી તહી વિનતા ઝાંખી જોતામાં થઇ, શુદ્ધ બુદ્ધ તેમાં નવ રહી; દીઠું કામણગારૂ મુખ, ગુણ-કા જોતાં પામી સુખ. જાણે ઇંદ્રતણો અવતાર, ઘણું રૂપને શોભા સાર: નથી માનવી સાથે કોઇ, કારણ રૂપ દીસે છે જોઇ આપી આશન ઉભી નાર, હશી બોલી વચન તે ઠાર; કોણ દેશતણા છો ભુપ, રાજ તેજ રઢી-આળુ રૂપ કેમ આવ્યા તમો માહારે ધામ, શું ધાર્યુંછે મનમાં કામ હુકમ તમારો માથે લીજીએ જે કહો તે હાજર કીજીએ. ત્યારે કુંવર બોલ્યો વાણ, સાંભળ વિનતા ચતુરસુજાણ. અમો મુસાફર આવ્યા આ ગામ અમીરના ઘરમાં કર્યા મુકામ; ખુબી તમારી સુણી અ પાર, ઘણીં સુઘડ છે લાખી નાર. રમતરમી જાણે છે બહુ, જે જાય તે હારે સહુ; સુણી વાત જે હરખ્યું ચી-ત્ત, રમવાને આવ્યું ખચીત. પરદેશી મુસાફર આવ્યા

ઘેર કરી સજાઇ રૂડી પેર; એવાં મધુરાં સુણી વચન, ખાન પાન મુકયાં તે દન ભોજન કરાવ્યુ સાર, પછી બોલી મુખથી નાર; મેતો નિયમ લીધો એક જાણ, તે વાતનું કહુ મંડાણ. રમવાનો રાખે અભીલાખ તે લાવે રૂપીઆ લાખ; પ્રથમ તે નર ઢગલો કરે, પછે ને મેડી કેપર ચડે હારૂ તો દાશી થઇ રહું. જીતુ તો લાખ રૂપીઆ લેઉં; એવો નિયમ છે માહરો સહી તમો કહો તો રમીએ અહી વચન મારૂં મિથ્યા નહી થાય, તે વાતે ઘેરે મહીમાય, જીત્યાનો વાજે છે ઢોલ, એવો વિનતા બોલી બોલ, લાખ રૂપીઆ આગળ ધરે તે નર રમત જારી કરે.

દોહરો—એવાં વચન વિનતાનાં સુણી, બોલ્યો રાજકુમાર, અહંકાર રાખે અતિ ઘણો, તને કોણ વરસે આ ઠાર. ઘણા સાથે જીતી સહી તોય ન સર્યું કાજ, પરમેશ્વરના પ્રતાપથી. જીતું તુજને આજ, ઘણા નર જીતીયા, કઠણ છે આજનું કામ; ચતુરાઇ કરજે ચોગણી, જેમ પોચે મન હામ મુદ્રિકા આપી કરતણી સવાલાખનું મહી નંગ, વિનતાનિ આગળ ધરી, આણંદ આણી અંગ. ૪ જોઇ વીંટી અમુલની, હરખી મનમાં તે ઠાર, માંડી બાજી તેણે સમે, રાજકુંવરને નાર. ૫ બિલાડી માથે દીપક ધર્યો. ત્યારે ચમકયો પોતે મન, નિશાની સાચી મળી. ડોશાનાં સત વચન. મુખ કને દીઠા સહિ, થયો તદા અજાણ; રમત તે જારી કરી લીધા પાસા પાણ, જાણી જોઇને હારીયો, દેછે અબળા ધીર; હઠ કરી રહી પોતાતણી, જીતી ત્યાં ગુણકાજ. ૮ પોબારમાં આવી રહી, બાજી ત્યાં તેણી વાર; આવે પોબાર વિનતાતણા; હારે રાજકુમાર. ૯ એવું મન

વિચાર્યું; બિલાડી સામુ તે ઠામ; ત્યારે મુસ્તક તેણે ફેરવ્યું; વિનતાની પોંચી હામ. ૧૦ દીપક જોતામાં ઝાંખો થયો, નાંખ્યા પાસા તે નાર; ઉંદરે પાસા ફેરવ્યા પોબાર કર્યા તે વાર. ૧૧ જીત્યાનો જશ વાધ્રીઓ, હાર્યા તમે ચતુરસુજાણ; ચતુરાઇ ચોગણી દાખવી, એમ બોલી વિનતા વાણ.

ચોપાઇ–એવાં વિનતાનાં સુણી વચન, બીજી રમત માંડી રાજન; હારજીતમાં મુકયો હાર રમવા લાગ્યા નરને નાર. નર વીર બેઠો તે ઠામ નાંખે પાસા મુખ લેઈ નામ; બત્રીસલક્ષણ જે નર કહેવાય, કોઇનો ગાંજયો તે નવ જાય ભલા નર મુકે માન કોણ માત્ર એ વિનતા નામ; એક હાથ ખાલી નવ જાય, જેવા માગે તેવા પડે દાય. ઘણી ચતુરાઇ વિનતા કરે પણ એક વાતે અરથ ન સરે; વિનતા પામવા લાગી હાર દીપક સામુ જોયુ તે ઠાર કુંવરે પાસા નાંખ્યા જેટલે, મંજારી એ શાર ફેરવ્યું તેટલે; ચડપ ઊંદર નિસર્યો સહી, પાસો અવળો પ્રાધો લઈ કુંવરે સોગટી મારી તેણીવાર તરત નિકળ્યો નોળીયો બહાર; ઉંદરતણી પકડી કોટ નાઠી બિલાડી મેહેલી દોટ સાતમે ઘેર જઈને ઠરી,રમત ભંગ તે વેળા કરી રાજકુંવરને ચડી છે રીસ ક્રોધ કરી બોલ્યો તે દીસ તારી અક્કલમાં ઉઠી વાટ, કંચનતણા તેં મુયા પાટ નારી બુદ્ધિ પગની પાનીએ વશી રાંડ જાતને અકલ કશી. ઘરમાં દીવી સરખો નથી; બિલાડી શીર દીપક સર્વથી; મુકો ઝવેર હીરા કે લાલ. થાય અજવાળુ ઝાક ઝમાળ. નીકર આવો મારી પાસ. આજ કરવાના તુજને હાસ; જાણી જોઇને હાર્યો તુજ સાથ; હવે,તો ઘસવા પડશે હાથ એમ કહી કહાડી એક મણી

જાણે શોભા પ્રતિબીંબ તણી; ભાગ્યુ વિનતા કેરૂં જોર પડી ખસીઆણી તેન ઠોર. હૈડે દુખને મોહોડે હસી હસી, એ વાતમાં ચિંતા કશી; હવડાં હોડ હારીને જશો, જશે માલને દુખીયા થશો; આગળ કઇક હારી ગયા, તે નરતો ઠેકાણે ન થયા; એવી ગતી તમારી સહી શો ઉધ્યમ હવે કરવો અહીં; મેં ભલા ભલા દીઠા રાજન, તે સહુ હારી ગયા મહાજન કોઈની ગાંજી હું નવ ગઈ. અથાગ નર આવ્યાતા અહીં; તમે ભાગ્યો મારો અહંકાર,સીતેર લાખ જીત્યા આઠાર. માટે આજ રમવાને કોડ, પાડવી આજ તમશું હોડ; સીતેર લાખ જીતુ તો લઉ,હારૂ તો દહક્રામત દઉ. એમ કહીનેબાજી ધરી, રમત હતી તે જારી કરી; ઘણી ચતુરાઈ કરે તે નાર, જીત્યા બાજી રાજકુમાર. ઉતરી ગયું વિનતાનું મુખ. ગણું તે મનમાં પામી દુઃખ ચંદ્ર આભમાં પેસે જેમ,વિનતાનું વદન થયું છે તેમ. નીચુ જોઇને વિનતા રહી, ત્યારે કુંવરે વાણી કહી; વળી કાંઇ હોય મનમાં કોડ તો તો પાડો બીજી હોડ હાર્યો જુગારી બમણુ રમે લાખી મુખ બોલી તે સમે. ધન માલ મુજ પાસ નથી; એક વાતે રમુ સર્વથી; અમીર ઉમરાવ રાજા તન, ગુલામ કરી રાખ્યા ભાવન તેની હોડ મારૂ અમો, જીતો તો લેઇ જાવ તમો, રાજકુંવર હરખ્યા તે ઠાર; માંડી બાજી નવ લાગી વાર. પરમારથનું કરવુ પુન્ય છોડાવું રાજકુંવરના તન,પ્રભુ લાજ રાખજો મહારી એમ કહીને રમત જારી કરી. તે બાજી જીત્યો રાજન વળી તે બોલ્યો મુખથી વચન; બીજુ હોય તો ઘરમાં કાજ, લેશ માત્ર ન રાખશો લાજ નીચુ જોઇ વિનતા રહી ગદગદ કંઠે વાણી કહી, સર્વે વસ્તુ હારી આ ઠામ

નથી કોઇ સીસકતનું નામ. નસીએ મુજ આગળ કરૂં, મ્હારી કાયા હું હોડમાં ધરૂ; જો જીતું તો સર્વે લઉં, હારૂં તો દાસી થઇ રહું. તે પણ કબુલ કર્યું સાર, માંડી બાજી નવ લાગી વાર; રાજકુંવર ભાગ્યશાળી સહી, તે પણ બાજી જીત્યો તહીં.

દોહરો—વાજાં વજડાવ્યાં જીતનાં, હારી ગુણકા નાર; વાત ચાલી તે પુર વિષે, ગલીકુંચીને બજાર. ૧ વીનતા કરજોડી રહી, બોલી મુખથી વાણ; હું તો દાશી તમતણી, જે કહો તે કરૂં પ્રમાણ. ૨ હું હારી જીત્યા તમો.આ હ્યોની ગ્રંથ ભંડાર;સૌ આગળ ધરી. તેવેળા તે ઠાર. ૩ કોણ નગર છે તમતણું, કોણ તમારો તાત; રૂપે રવિ સરીખડા, વળી કોણ તમારી માત. ૪ બ્રહ્મા વિષ્ણુ રૂદ્ર તમો થયું માનવ રૂપ; અહંકાર ભાગવા માહરો, પધાર્યા દેવ સ્વરૂપ. ૫ પણ સંદેહ ભાગો મનતણો કરો તમારી દાસ; પ્રતિવ્રતા હું પદમણી, શેવા કરૂં રહી પાસ. ૬ કોઇ નરનો કર અટકયો નથી, એ વાતે સુરજ સાખ્ય; કહો તો ખાડું પારખું, એમ બોલી વિનતા લાખ. ૭ મેં ધાર્યુંતું મન વિશે, મને જીતે તે ભરથાર; તે ઇચ્છા મ્હારી પુરણ થઇ, મુજ ભાગ્ય તણો નહીં પાર. ૮ ઇશ્વર આણ આ વાતમાં, જુઠું બોલું આ દીશ; કોટી બ્રહ્મહત્યા મુજને, પૃથ્વિ પાપ શીશ. ૯ સાચી વાત તમે કહો, પુરો મનના કોડ; લ્હાવો લાખેણો લીજીએ, આપણુ જુગને જોડ. ૧૦ રાખી વાત જો તમે કરો, મુજ હત્યા તમ શીશ; આશા ભંગ મ્હારી થશે, દુભાશે જગદીશ. ૧૧

ચોપાઇ—એવાં વચન વિનતાનાં સુણી, રાજકુંવરે વાણી ભણી; મારી વીતકની કહુ છું વાત, સાંભળજે

તું ચિત્ત સંઘાત. જે પોતાને પડીયું દુઃખ, તે સર્વે માં ડી કહ્યું દુઃખ; ત્યારે વિનતા વિશ્વાસે મન, ઘણું દુઃખ ભરી તે બહન ત્યારે રાજકુંવરે કહ્યું નાર, મારાં મનના કહું વિચાર; એક મોટી મનમાં આશ, જવું બંકાવળીની પાસ. ત્યારે ગુણકા બોલી વાણ, સાંભળ રાજા ચતુરસુજાણ; બંકાવળી નામે પરી છે સાર, તેની શોભાનો નહિ પાર. તેની વાડીમાં ફુલ છે સહિ, તેની શોભાનો પારજ નહિ; પૃથ્વિમાં તે ફુલ છે એક, ઘણી શોભા તેની છેક. સહસ્ર પરી તેની રક્ષા કરે, રાત દીવસ તેની પાછળ ફરે; લક્ષ રાક્ષસ વળી છે રખવાળ, જે વિક્રાળ સરખા લાલ, ફરતો કોટ છે તેને સહી તે મધ્યે વાડી છે મહિ; એક ઝાડને એકજ ફુલ, શોભા તેની દીપક અતુલ. પૃથ્વિમાં ચોકી નાગ પ્રધાણ. ઉપર જક્ષણી શીર જાણ; ગગને ચોકી પરતણી, તેની શોભા શી કહું ઘણી. ચંદ્ર સુરજ નવ દેખે મુખ, ગુલબંકાવળી પામેછે સુખ; વિકટ વાટ તેતે સર્વથી, કોઇથી ત્યાં જવાતું નથી. ઘણા વિઘ્ન રસ્તામાં થાય, કેઇપેરે ત્યાં જશો રાય; કોણ માત્ર માનવીની કાય, દેવ દાનવથી નવ જવાય. માટે તજો જવાનું નામ, મહારા મનની પુરો હામ; એવાં વચન વિનતાનાં સુણી. રાજકુંવરે વાણી ભણી. જીવ ગએ ન મુકુ હામ, મુખથકી તે નવ બોલ્યો એણે ઠામ; કાળા માથાનો માનવી સહી, તેને કોઇ જીતી જાયે નહિ. મુઠી જેટલાં તેનાં હાડ, ઢોળી પાડે મોટા પહાડ; બુદ્ધિ દીસે એ માણસ જેવી બીજામાં નથી, નિશ્ચે માનજો સર્વથી. માટે ત્યાં જવાનો નાર, નવ જવાય તો ધિક અવતાર; તમો નામ ઠામ બતાવો બાળ, તો લેઇને આવું તત્કાળ; કેદી લોક હતા

જેટલા, મુકી મેં દીધા તેટલા. અમીર ઉમરાવના જે કુમાર. તે સર્વેને કહાડયા બહાર; વસ્ત્ર આભુષણ આપી સાર, વિદાય કર્યાં તેને તેવાર; હસતાં કર્યાં સર્વનાં મુખ, ઘણાં દોહલાં ટાળ્યાં દુઃખ; ઘણી આશીશ દીધી છે સક્ષાત, તે ઉપર કહું છું દ્રષ્ટાંત.

દોહરો—બ્રાહ્મણ એક જાતે સહી, તેને પીડા અપરંપાર; અન્ન ન મળે પુરૂ પેટને, પુત્ર પુત્રી પરીવાર. ૧ ઉપવીત દેવું પુત્રને, વળી દેવું કન્યાદાન; ઝુરે બેશી મન વિશે, કેમ થાશે ભગવાન. ૨ દ્રવ્ય મારી પાશે નહી. કેમ રહેશે મુજ લાજ; પરદેશમાં જાવું સહી. જાચું જઇને રાજ. ૩ બેસી રહે સિદ્ધિ નથી, નિશ્ચે કર્યું મન માંય; વિનતા પ્રતે વાણી કહી અમો જાશું પરદેશ માંય. ૪ દ્રવ્ય લઇને આવશું, વિનતા આણે ઠામ; કન્યાકાળ જાયે કુંવરી તણો, વળી કેમ થાયે આપણું કામ. ૫ શાસ્ત્ર વચન કેમ લોપીએ, બેસે મુજશીર ગાળ; હું જાચું કોઇ રાયને, લાવું અતિશે માલ. ૬ એવાં વચન વિપ્રનાં સુણી, નારીએ આજ્ઞા દિધ; શુભ મહુરત જોઇ નિસર્યા, કામ કરવાને સિદ્ધ. ૭ દેશ તજીને નિસર્યા, હું જાઉં ગ્રહસ્થની પાસ; આશીર્વાદ જઇને કેરૂં, પુરે મનની આશ. ૮

ચોપાઇ—એમ વિચારી ચાલ્યા સહી, પ્રભુ આશા મારી પુરે સહી; દિવસે ચાલે રાતે મુકામજ થાય, એમ કરતો કરતો ચાલ્યો જાય. ચાલીસ જોજન ગયા રૂશીજન, ત્યાં એક દીઠું મોટું વન; વનસ્પતી ત્યાં ભાર અઢાર, નમી રહી તેની ભારે ડાર. એક માર્ગ બીજી નહી, વાટ, ઘણો મનમાં થાય ઉચાટ; શોર થાય વરૂ ને વાઘ, ઘણો સાદ કરે તે નાગ. નવ રહી બ્રાહ્મણ કેરી

ધીર, હિમત રાખી ચાલ્યો વીર; અડપે જંગલ મધ્યે જેટલે, કૌતક દીઠું તેટલે. વજર પાંજર લોહાનું દ્વાર, તે મધ્યે વાઘ દીઠો સાર; બાર હાથ દીસે વિકાળ, તે દીઠો જાણે ખાશે તતકાળ. પુછ પછાડે તેમાં રહી બ્રાહ્મણ આવી પહોચ્યો તહીં; ગડગડીને ઉભો થાય, આગળ નવ ચાલે તેના પાય. પાછું ડગલું ભરાતું નથી. મન વિચાર કરે છે કથી; નિશ્ચે વાઘ ખાવાનો મુજ કાય, મનના મનોરથ રહ્યા મન માંય. હમણાં નિકળી મુકે દોટ, ઝડપ ઝાલશે મારી કોટ; નવ ચાલે નવ હાલે પાય, આકુલ વ્યાકુળ મનમાં થાય. તે સાર્દુલ વાચા થઇ, મુખ થકી તેણે વાણી કહી; અરે ભાઇ તું પંથી જન, આવ્યા તેને ન કરૂં વીઘન. એ વાતે શાક્ષી શ્રી રામ, સત કરી માનો આ ઠામ; જીવતદાન આપો મુજને આજ, હું તો સારીશ તારા કાજ. બ્રાહ્મણને આવ્યો વિશ્વાસ, ગયો તે પીંજરની પાસ; કરજોડીને ઉભો રહ્યો, ત્યારે સાર્દુલે બોલજ કહ્યો. ઉઘાડ દ્વાર હું નિસરૂ બહાર, કરીશ તુજને ઘણો ઉપકાર. વિપ્ર કહે એ અચરત વાત, કોણે પીંજરામાં ઘાલ્યો ભ્રાત; વિસ્તારીને કહોજી તમો, ત્યારે ઉઘાડું અમો.

દોહરો—તે વારે સાર્દુલ બોલીઓ સાંભળ પંથીજન મેં તો માર્ગ પાડીઓ, સંતોકયું મુજ મન. ૧ પશુ પંખી કે માનવી, સહુનો કરતો અહાર; કોઇ માનવી માથાનો મળ્યો, પડયો પીંજર આ ઠાર. ૨ ભક્ષ ભોજન એમાં ભરી, હું કરવા બેઠો અહાર; દ્વાર બંધ તેણે કર્યું, કેદ કર્યો આ ઠાર. ૩ સાન કરી તેણે મુને, તે થયો સવાયો શેર; વજર પીંજર માં હું પડયો; થીક નવ સુઝે પેર. ૪ ક્ષુધા તરશ પીડે ઘણી, ઝુરૂ બેઠો આ ઠામ

માટે ભાઇ ફહાડો મુજને, હું જીવું તમારે નામ. ૫ આંખે આંસુ પડે, એમ કહીને કરે રૂદન, વિપ્રને દયા આવી ઘણી, પછી બોલ્યો મુખ વચન. ૬ હુતો કહાડું છું તુજને, પરમારથ પ્રણામ; કદાપી ખાય તું મુજને, તેં વાત શાક્ષી આણ. ૭ સુરજ ચંદ્ર બે સાખીયા, શ્રી રામચંદ્રની સાખ; બીજી પ્રતીજ્ઞા કીધી, સતે શહસ્ત્ર ને લાખ. ૮ તેવારે બ્રાહ્મણ રિઝીઓ; માન્યું પોતાનું મન; દ્વાર બંને ઉઘાડીયા, તે વેળા તે દન. ૯ નિકળ્યો વાઘ તેમાંથકી, બોલ્યો મુખ વચન; ક્ષુધા પીડે છે મુજને, હું ખાઇશ તારૂં તન. ૧૦ ત્યારે બ્રાહ્મણ બોલ્યો, એ શી બોલ્યા વાણ; પરમેશ્વર વચનમાં ધર્યાં, તે સમ ખાવા છે જાણ. ૧૧ વચન તારૂ મિથ્યા કરે. ધિક ધિક તુજ અવતાર; બ્રાહ્મણહત્યા કયાં છુટશો, સમજો મનમાં સાર. ૧૨

ચોપાઇ—સાર્દુલ ત્યારે બોલ્યો મુખ, શાને પીડા ધરે છે દુઃખ; ગુણ પછવાડે અવગુણ સહી, એ વાતમાં સંદેહ નહીં. માટે તુજને ખાવાનો ભ્રાત, નિશ્ચે માનજે સાચી વાત; બ્રાહ્મણ કહે મિથ્યા થાય, મહા પાપી તું કહેવાય. સત પ્રમાણે કહુંછું હું, ચિત્ત ધરી સાંભળ તું; વિશ્વાસઘાતનું મોટું પાપ, નિશ્ચે માનજે આપ. ગુણ પછવાડે અવગુણ કરે, તે નર તો નર્કે પડે; સાર્દુલ કહે હું માનું નહિ; કાંઈ સાખ પુરાવો અહીં. ભટજી કહે સાખ પુરાવું હું, મારી સાથ આવને તું; જુઠો પડુ તો કાયા મુજ દઉં, સાચો થઉં તો માર્ગ લઉં. વણ પુછે જો ખાશો મુને તો, તો ગૌહત્યા છે તુને; સાર્દુલ કહે સાચો થઉ, તો તુજને જાવા ન દઉં. એમ કહિ બે ચાલ્યા જાય, આવ્યો વડ એક માર્ગમાંય; ઘોર ગંભીર

છે શિતળ છાંય, શીત પવન આવે છે ત્યાંય. ત્યાં બે જણુ ઉભા જઇ, તેવારે વિપ્રે મુખથી વાણી કહી; તારી છાયા છે અપરંપાર, માટે એક પુછવો વિચાર. ત્યારે વડને વાચા થઇ, મુખથકી તેણે વાણી કહી, શો કજીઓ છે તમારે જાણુ, વિસ્તારીને કહો નિર્વાણુ. ત્યારે બ્રાહ્મણ બોલ્યો વાત, કરગરવા લાગ્યો વડની સાથ; પોતાની સર્વે વાતજ કહી, તે સઘળી વાણી વડે લહી. મારો વાંક હોયતો મુજને કહો, નહીંતો મુજને જાવાદો.

દોહરા—ત્યારે તે વડ બોલ્યો, મુજ વીતકની વાત; તે સાંભળતા ભાંગશે, બેઉના મનની ભ્રાંત. ૧ ગંભીર છાયા માહરી, શિતળ વાયુ વાય; પશુ પંખીને માનવી, બેસીને સુખી થાય. ૨ રૂષી આશ્રમ કરે મારા થડે સમાવું તેનો તાપ; ઉપકાર મારો અતિ ઘણો, તું શાંભળ બ્રાહ્મણ વાત. ૩ કોઈ ચુંટે કાયા માહરી, કોઇ ચુંટે મારા પાન; કોઈ ડાળી છેદન કરે. તું સાચે સાચી માન. ૪ ગુણ પછવાડે અવગુણ સહિ. એમાં શો સંદેહ લખ્યા લેખ મીટે નહીં, તે ભોગવે તારી દેહ. ૫ એવાં વચન વડના સુણી, બ્રાહ્મણ થયો મન ભંગ; સાર્દુલ હતો તે સજ થયો, આનંદ પામ્યો અંગ. ૬ સાચીવાત મારી મળી, તું જુઠો પડયો આ ડાર; હવે તો ખાઉં તુંજને, નવ લગાડું વાર. ૭ ત્યારે બ્રાહ્મણ બોલીયો, નહીં માનું એ વાત; બીજાને પુછો જઇ, પછી કરજો મારી વાત. ૮ વણ ઇન્સાફે મારે મુને, તે હત્યા બેસે તુજને; સાર્દુલ કહે વળી વેઠશું, દુઃખે ભુંડી ભુખ. ૯

ચોપાઈ—પુછો કોઇ બીજાને જઇ, એમ કહીને ચાલ્યા તહીં; સરોવર સુંદર દીઠું જ્યાં, પેલા જઇને ઉભા ત્યાં; મનના મનોરથ મનમાં રહ્યા, દૈવને ન આવી દ-

યા. જળવીંદ માતા છો તમો, ભેદ ભાગો દુઃખીયા છેયે અમો; ત્યારે સરોવરને વાચા થઇ, મુખથકી તેણે વાણી કહી. શું દુઃખ છે ને શું છે કામ, આવ્યા છો કેમ આણે ઠાણ; ત્યારે બ્રાહ્મણ હરખીયો મન, સંક્ષેપે કહ્યું તે દન. માટે ન્યાય ચુકાવો જાણ, જેમ બચે બ્રાહ્મણના પ્રાણ; એનો વાંક હોય તો શિક્ષા દો, મુજને પાધરો જવા દો; વાત કરી બે ઉભા તહી, પછી સરોવરે વાણી કહી.

દોહરા—સરોવર કહે વિપ્રને સાંભળ મારી વાણ; ભવિષ્ય તે મીટે નહીં, જે કર્મે લખ્યું પ્રમાણ. ૧ પ્રથમ વાત મારી સુણો, વીતે છે મારી કાય, તેવી વાતો સુણ્યાથકી, સંદેહ મનનો જાય. ૨ સરોવર સુંદર હું સહી, અમ્રત સરખું નિર; પીએ જળ આવી કરિ, શિતળ થાય શરીર. ૩ અન્ન વિના જાય અધ ઘડી, જળ વિના ન જાય પળ એક; એવા ગુણ છે માહરા, તમો સાંભળજો વિવેક. ૪ પશુ પંખી ને માનવી, સર્વ તરપત થાય; તે અવગુણ મુજને કરે, તે સાંખી રહું છું આપ. ૫ કોઇ દંતધાવન કરે, કોઇ આવીને નાહ્ય; કોઇ મળમુત્ર ધુવે, તે ખમું છું મારી કાય. ૬ ગુણ પછવાડે અવગુણ સહી, નિશ્ચે આડો આંક; સુખ દુઃખ કાયા ભોગવે, તેમાં સાદુંલનો શો વાંક. ૭ એવાં વચન તેનાં સુણી, બ્રાહ્મણ પામ્યો દુઃખ; સાદુંલ રીજ્યો અતિ ઘણો બોલ્યો પછે મુખ. ૮ હવે તો ખાઉં તુજને, જુઠો પડયો બીજીવાર; સાચી વાત મારી મળી, ભક્ષ કરૂં આ વાર. ૯ ત્યારે લાચાર થઇ બ્રાહ્મણ કહે, હું દઉ દ્રષ્ટાંત; હું હાર્યો જીત્યા તમો, તે ભાગી મનની બ્રાંત. ૧૧ હવે ફરી વચન બોલું નહીં, તું કહે તે ખરૂં પ્રમા-

ણુ; હવે ત્રીજું વચન મિથ્યા કરૂં, તો ઇશ્વરની મુજ આણ. ૧૧ તેવારે સાર્દુલ બોલીયો, વળી જુઠો પડીશ આંય; ત્રીજીવાર હું ચુકવાનો નહીં, એમ સાર્દુલે વાણી કહી. ૧૨ વળી આગળ ચાલ્યા સહી, એક દિઠું શિયાળ; બ્રાહ્મણ વાઘ ઉભા રહ્યા, બોલ્યા મુખ તત્કાળ. ૧૩.

ચોપાઇ—તેવારે વાચા શિયાળને થઇ, મુખથકી તેણે વાણી કહી; ગુણ અવગુણતણીછે વાત, પછી ભાગો મનની ભ્રાંત. ત્યારે બ્રાહ્મણ વાણી કહી, વીતક વાત તે સર્વે સહી; તમે કહો તે કરશું અહીં, બેઉજણ ઉભા છે સહી. શિયાળ બોલ્યો મુખથકી, પછી ન્યાય કરૂં મુજ જાત; જુઠો સાચો કોણ હશે, આ ન્યાય મુજથી કેમ થશે. કએ ઠામ એ પીંજર સહી, કેમ એ કબજ પડયો તો તહીં; કઇ રીતે ઉઘાડયું બાર, મુજને દેખાડો તે ઠાર. ત્યાર પછી ચુકાવું ન્યાય, મુખથી વાત તે કેમ મનાય; એવાં વચન શિયાળનાં સુણી વાઘને રીસ ચડી છે ઘણી, વડને જળ કરતાં ડાહ્યા તું, આવ્ય ઠેકાણું દેખાડું હું; જોયા પછી ચુકાવો ન્યાય, એમ કહી ગયા ત્યાંય; ઓ પેલું મારૂં રહેઠાણ, આ પીંજરમાં બેઠો જાણ. એ પંથીએ ઉઘાડયું સહી, ગુણ પાછળ અવગુણ અહીં, બોલ વહેલો થા કહુંછું તુને, ભુખ ઘણી લાગી છે મુને. મુખ જુબાની કહો છો તમો, ન્યાય અન્યાય કેમ ચુકવું અમો; નજર જોઉ તો ચુકાવું અહીં, નહિતર માર્ગ જાવું વહિ. તમે પેસો પીંજર મોજાર, બ્રાહ્મણ વળતી ઉઘાડે દ્વાર; તો તો નજરે જોવું અહીં, પછી ન્યાય ચુકાવું સહી. એવાં વચન શિયાળનાં સુણી, પેઠો પીંજરમાં તેણી ઘડી; વિપ્રને

કહે તમે દોનો બંધ કરો બાર, એ કહે ત્યારે ઉઘાડને દ્વાર. દીધાં બારણાં સાંકળ સાથ, શિયાળ મુખથી બોલ્યો વાણ; જે રીતે તમે કહ્યું તું સહી, તે રીતે તમે બોલો અહીં. ઉઘાડ ભાઇ તું આણે દ્વાર, કહાડ બહાર હું તુજને કરીશ ઉપકાર; ગુણ પછવાડે અવગુણ સહી, ત્યારે હું ઉઘાડું નહીં.

દોહરો– વચન સુણી શિઆળનાં, વાઘને પેઠી મન ફાળ; દગો કરીને ઘાલીયો, હું આણીશ તારો કાળ. ૧ તું શું ખાતો તો મુજને, બળ હોય તો નીકળ બહાર; સ્નેહ કરી તને કહાડ્યો, ધીક ધીક તુજ અવતાર. ૨ બ્રાહ્મણનો જીવ બચાવીયો, વળી અદલ ચુકાવ્યો ન્યાય; જે કરે તે ભોગવે, મુજ શીર દોષ નહી કહેવાય ૩ હુશીયાર તું સાર્દુલ થયો. જે અદલ ચુકાવ્યો ન્યાય; ગુણ પછવાડે અવગુણ સહી, તું ભોગવ તારી કાય. ૪ એમ કહી ત્યાંથી ચાલીયો, શિયાળ ત્યાંથી જાય; બ્રાહ્મણ પાછો પરવર્યો, કેવો ચુકાવ્યો ન્યાય. ૫ જગત જોગ કોડ કરો જાઓ તમારે ગામ; વગર વિચાર્યું કરતા રખે, આજ પછી તમે કામ. ૬ આશીશ દિધી શિયાળને, બ્રાહ્મણ પંથ પળાય; ઉપવિત દીધું પુત્રને, વળી પરણાવી કન્યાય. ૭ નીહાના ઉપર નવ ભુલવું, નીહાનો શિઆળો એહ; બુદ્ધિએ જીતીયો વાઘને, કળી ન શકે તેહ. ૭ તમે જીતસો સર્વને, કોણ માત્ર પરિ જાત; પરમેશ્વર પ્રતાપથી, લાવો ફરી વિખ્યાત. ૯

ચોપાઇ–એવાં વચન વિનતાનાં સુણી, લાચાર થઇને વાણી ભણી; જાઓ કહેતાં જીભ કપાય, માટે સિદ્ધ કરી આવો રાય. આવશો ત્યારે સુખ સહેલ, ત-

મો આવશો ત્યાં રંગની રેલ: આવસો ત્યારે નિકળી-
શું બાહાર, તે જાણુજો તમે નિરધાર. જપ માળા મેં
કરમાં ધરી, સર્વે સુખ તજ્યું સુંદરી; પરપુરૂષ ભાઇ-
ને બાપ. નિશ્ચે માનજો આપો આપ તમ કારણ લઇ
બેઠી જોગ. મુકયા ભાવતા સઘળા ભોગ; મરવા ઉપર
રીજ્યાં અમો, ઉતાવળ કરોની તમો. બાર વરસ જો-
શું વાટ, પછી કરીશું દેહની ઘાત; અવર પુરૂષ કર-
વાની નથી, સત કરી માનજો સર્વથી. એમ કહીને
નામીયુ શીશ, રાજકુંવર ઉઠયો તે દીસ; જોઇ શુકન
ને પંથે જાય, નગરથકી નિસર્યા બાહાર. લીધું પછી
જોગીનું રૂપ, પ્રતિબીબનું પ્રગટયું નુર; ભસ્મ લેપન
કર્યું છે કાય, વજર કછોટા વાળ્યોરાય શેલા શીંગી
ગળામાં સહી, જેસ્ટીકા તુંબડી કરમાં ગ્રહી મનમાં
બીતો નથી લગાર, જંગલમાં ચાલ્યો રાજકુંમાર; મ-
હા અરણમાં તે ચાલ્યો જાય, રાત પડે ત્યાં મુકામજ
થાય. માણસ નામે જંગલમાં નહિ, ઝાડને આશરેબેસે
જઇ, દુખે સુખે વિતે છે રાત, વળી પંથ ચાલે પ્રભાત
સાત માસ ગયા એમ જાણ, જંગલ આવ્યું એક ની-
વાંણ; ઘણો ભેઃછે અનેક જાત, ત્યાં મુકી નવ શકે કોઇ
પાય. કંથેર કાંશકીને ગોખરૂં સહી, તે ઉપરથી ચાલં
તું તહી; બીજી વનસ્પતી ભાર અઢાર, ઘટા ઘુમ થઇ
ત્યાં સાર. કયાં ઉગ્યો કયાં આથમ્યો સહી, એવું વન
ભયાનક તહી; અંધકાર નવ સુજે ભાણ, પશુ પંખી
બહુ મળીયા જાણ. શબ્દ સાર્દુલ શિયાળના થાય, તે
દેખતામાં કંપે રાય, ઘણાં શબ્દ વિક્રાળ, નાગના શ-
બ્દ નિસરે બહાર; ફળ જળતણું નહી નામ, કંઠે
શોશ પડયો તે ઠામ. ઘણી છે કોમળ તેની કાય, ગો-

ખરૂ કાંટા પેસે પાય, મ્રત્યુકાળ જંગલનું નામ કોઇ ઘાલી શકે નહિ હામ; દેવ દાનવથી નવ જવાય, કોણ માનવી કાય. દશ જોજનનું જંગલ જાણ, જે જાય તે છોડે પ્રાણ, તે મધે ચાલ્યો છે વીર, ઘણું દુઃખ પામ્યાં તે શરીર. હીંમત પોતે મુકયો નથી. માહા દુઃખે ચાલ્યો સર્વથી વળી તે મનમાં કરે વિચાર, ચતુરાઇ કરી મે જતી નારી; એતો પરમેશ્વરનો ખ્યાલ, પડે પાર કે આંણે કાળ લખીત વાત થાશે તેહ, એમ કહિ ચાલે છે એહ.

દોહરો—શરીર સઘળું જડાઇ ગયું, નિકળે રૂધિર નિરધાર; લાખ વીંછુંની વેદના ભોગવે છે તેને ઠાર. ૧ પગતળીયાં તરવઈ ગયાં. છેદ પડયા આ ઠાર; પગ ધરતીપર નવ ધરે, દુઃખ તણો નહીં પાર, ૨ ભુખ તરસ પડે ઘણી, વળી કાંટા ભાગે પાય; હીમત મન નથી મુકતો, ચાલ્યા જંગલમાં જાય. ૩ વાઘ વરૂ ગાજે ઘણા, ડરતો નથી કાય, લખ્યું હશે મારા કર્મમાં જે થવાનું હશે તે થાય, ૪ એ ભેથી ડરવું કશુ વિચાર્યું પોતે મન; દુઃખે પાપે ચાલે નહી. શું કહું મુખે વચન. ૫ સાત દિવસ એમ વહી ગયા, તે જંગલ મોજાર દશ જોજનનું વન સહી, તે મુકીને નિશર્યા બાહાર. ૬ સુરજ તણું દરશન થયું, ત્યારે હરખ્યા રાજા મન; પાહાડ એક નજરે આવીયો જોતામાં ગયો છે ગગન. ૭ જ્યાં પાહાડ ત્યાં જળ સહી, એમાં શો વિચાર, દુઃખે પાપે જાઉં ત્યાં, ત્યારે મળશે અમ્રત અહાર. ૮ એમ વિમાશી ચાલીઓ, જળ વિના જીવડો જાય; પાહાડ સમીપે આવીયો, ત્યાંહાં કાંઇ અચરત થાય. ૯ જુએ તે તો પહાડ નથી, એક રાક્ષસ વિક્રાળ; લાંબા આ-

ડાની ગણુતી નથી, બેહુ ગગને વીશાળ. ૧૦ જડ રૂપ-માં ત્યાં થઈ ગયો, ચૈતન ટળ્યું શરીર; વિકાળ વદને બિહામણું, કઇ તરેહ રાખુ ધીર. ૧૧ અરે જીવ તું કેમ ડરે, મરવું એકજ વાર; એમ વિચારી મન વિશે, નમીને કર્યો જુહાર. ૧૨

ચોપાઇ—નમી કરીને લાગ્યો પાય, ત્યારે રાક્ષસ બોલ્યો કાય; કયાંથી આવ્યો આણે ઠામ, નવ આવે માનવનું નામ દેવ દાનવથી નવ અવાય, તો કોણ માત્ર તું માનવી કહેવાય; મારે ક્રીસ્મતે આવ્યો અહિં, એ વાતમાં સંદેહ નહી, નિત પશુ ના કરીએ અહાર, ત્રણાં વરસ થયાં તે ઠાર; માનવી ખાવાની ઇચ્છા થઇ, તેનો આજ સંપુર્ણ થઇ. માટે આજ જીવવું સાર્થક થયું, તારી કાયાનો સ્વાદજ લઉં; એવાં રાક્ષસનાં સુણી વચન, રાજકુંવર બોલ્યો તે દન એ વાતે ઘણું હરખ્યું મન, સુખે ખાઓની મારૂં તન; ઘણો ખુશી થયો હું, આજ સિદ્ધ કરો તમારૂં કાજ એક પત્રક તે વરસજ થાય જીવ નિકળી સ્વર્ગે જાય પરદુખભંજન માહરા તમો, વેહેલા થાઓ દુઃખ પામું અમો; એવાં રાજકુંવરનાં સુણી વચન, તવ રાક્ષસનું હરખ્યું મન ઘણી કાંન્તી ને રૂપ વિશાળ, વાણિ સુણતામાં ઉપન્યું વહાલ-મધુર વચનથી વાણી કહી, આવ તુને નહી ખાઉ અહીં, મરવું તો કોઇને નહિ ગમે, શામાટે મોત માગો આ સમે. બાળપણામાં જોબન કાય કેમ આવ્યા જંગલની માંય; પરમેશ્વર વચનમાં દરમીયાન, નહિ ખાઉં એ તું નિશ્ચે માન, એમ સમ ખાધા તે ઠાર, આવ પાસે કરીશ ઉપકાર; પાંચ દિવસ પરોણા રહો, દુઃખ હોય તે મુજને કહો, આવુ રૂપ તમારૂં સાર, શો છે તમારો નિત્ય

અહાર; તે આણીને હાજર કરૂ, વચન તમારૂં મસ્તક ધરૂં: રાજકુંવર કહે સાંભળો તાત, કહુ મારા ખાધાની વાત: મેઉ લેઉ તણો સહિ જાણ, વળી સરકરી સાકર નિર્વાણ. તેતણા અમો કરીએ અહાર, તે કયાંથી આ જંગલ મોઝાર.

દોહરો—એવાં વચન રાક્ષનાં સુણી, હરખ્યો અપરંપાર; ચાર ઘડીમાં આવું સહી, તું બેશી રહે આ ઠાર ૨ એમ કહીને પરવર્યો, ક્ષણુ ન લાગી વાર. પોઠ જાતીતી વણઝારાતણી, જઇ તે મોઝાર, ૨ રાક્ષસે માયા કરી, તે સર્વે સમેટી લીધ; પાછો ફરીને આવીયો, કામ કરી તે સિધ. ૩ અત્ર વસ્ત્રના ઢગલા કર્યાં ઘી સાકર બહુ ખાંડ; કરીઆણું વિવિધ પ્રકારનું, ત્રાંબ પીતળનાં ભાંડ. ૪ રાજકુંવર વિસ્મે થયો, જે જોઇએ તે ત્યાંય; ઉનમત નહીં કસી વાતની, વિસ્મે થયો મનમાંય. ૫ ખાનપાન ગમતું કરે, તું મહારો જમાન; ચિંતા મનની પરહરો, તને આપીશ જીવતદાન. ૬ ભક્ષભોજન વિધવિધનાં, કર્યાં બત્રીસે પાક; ભાતભાતની સુખડી, કીં સુંદર શાક- ૭ રાજકુંવર બોલીયો, તું પિતા હું તન; એક અરજ છે માહરી, બોલું મુખ વચન. ૮ ત્યારે રાક્ષસ કહો તમો, નવ ડરશો મન લગાર; જે ઇચ્છા તારા મન વિશે, તે કહો મુજને આ ઠાર. ૯ ત્યારે રાજકુંવરે કરી વીનતી, જમીએ બેશીને સાથ; એતો ઉમેદ છે મુજને, કહું છું જોડી બે હાથ. ૧૦ બીજી વિનતી તમ દાસની, અભંગ તમારી કાય; બીક ઘણી લાગે મુને, તો મુખમાં કેમ ખવાય. ૧૧ એવાં વચન મુખે કહ્યાં, ત્યારે હરખ્યો રાક્ષસ મન; હસી કરીને બોલીયો, તું સાંભળ પંથીજ-

ન ૧૨ મારી માયાનો પારજ નથી, તુજ કારણ માન-
વ થાઉં; આ જાત મારી તજુ, તુજ પાસે બેશી ખાઉં
૧૩ એમ કહી થયો માનવી, ક્ષણું ન લાગી વાર; જા-
ણે બીજો રાજવી, થઇ શોભા અપરંપાર. ૧૪

ચોપાઇ—રાક્ષસે માયા પોતાની કરી, પાહાડ જેવી કાયા પરહરી; થયો માનવી દેવ સ્વરૂપ, અચરજ પામ્યો પોતે ભુપ. તારે હશી બોલ્યો રાજન, હવે તો હરખ્યું માહરૂં મન; એમ કહી ને પીરશી થાળ, જમવા તે બેઠા તતકાળ. અમ્રત વસ્તુ આગળ ધરી આરોગ્યો પછે પેટજ ભરી; વાનાની સુખડી સાર, વારા ફરતી કરે છે આહાર ઘણાં સુખડ ખાય છે પાન, બેઠા બેહુ જન ધરીને માન. વાતચીત કરી બે ઘડી, એમ કરતાં ત્યાં રાતજ પડી; નીરભે થઇને સુતાં તહીં એમ ચાર પહોર રજની ગઇ પ્રાતઃકાળે ઉઠયા બેઉ જણ, કીધાં બને એ દંત ધાવન; વળી બત્રીસી રસોઇ કરી જમ્યાં બન્ને પેટજ ભરી બમણી લેજત પડી બીજે દન, નેમ રાક્ષસ રીજે મન; કેઇ દીન મોદીક કોદીન કંસાર, કોદીન શીરા પુરી આહાર કોદીન વેડમિને સુખડી. રાક્ષસતણિ ભાગીભુખડી. સાત દિવસ થયા તે ઠાર, રાક્ષસ રિજ્યો અપરંપાર; સ્વાદ ઇંદ્રીએ તે તે વશ થયો. રાક્ષસ મનમાં કરે વિચાર, રાજકુંવરને કહ્યું તેવાર; હવે તમે પધાર્યા અહિં, હું પુછું તે કહોરે સહી.

દોહરો—રાક્ષસ મુખથી બોલીયો સાંભળ માનવી જાત; શા દુઃખે તું નીસર્યો. તે કહો મુખે વાત. ૧ કોણ જાત છે તાહરી, કોણ માત કોણ તાત; બાળપણે વનમાં ભમે, શા દુઃખે મુજ ભ્રાત. ૨ માંડી વાત મુજને કહો

હું ભાગુ તાહારૂ દુઃખ, ઇશ્વર આણુ એ વાતમાં વિસ્તારી કહોં સુખ. ૩ રાખી વાત ભાઇ તું કરે તો ઇશ્વરની તુજ આણુ; સાચે સિદ્ધિ છે સહી, માટે સાચી બોલ વાણ. ૪ ભાગીશ દુઃખ હું તાહરૂં, જ્યાંસુધી ઘટમાં પ્રાણ; સત્ય વચન છે માહરૂં, તું સાંભળ ચતુર સુજાણ. ૫ વચન આપ્યું તે, લીધું કર મોઝાર; પછી કરજોડીને બોલીયો, તે વેળા રાજકુમાર, ૬ સીરકસ્તાનનો રાજીઓ, તેહતણો હું તન; ગુલબંકાવળી જોવા તણી ઇચ્છા મારે મન. ૭ રાજપાટ સર્વે તજી, નિકળ્યો છું હું બહાર; ફરતો ફરતો આવીયો, તમોતણા ઘરબાર. ૮ હવે રજા આપો મુજને, તો ઝાલું માર્ગ સિધ; તમે સમખાધા મુજ આગળે, વચન આપુ મુજ નિધ. ૯ વિગતવાત માંડી કહી, મેં તો તમારી સામઃ વચન પાળો તમતણું, સમ કરો પ્રમાણ. ૧૦ એવાં વચન શ્રવણે સુણી, રાક્ષસ થયો મન ભંગ; કર્મે કર અડકાડીઓ, બોલ્યો તેણે સંગ. ૧૧

ચોપાઇ–બોલ્યો રાક્ષસ મુખથી વાણ, સાંભળ માનવી ચતુરસુજાણ; તે ફુલ કાંઇ રસ્તામાં નથી, સાચી વાર્તા કહુંછું કથી. બંકાવળી નામે પરી છે સહી, તેની વાડીમાં એકજ ફુલ, ઘણી સુઘડ ને વસ્તુ અમુલ્ય તેની રક્ષા કરવા રહુંછું હું, સત્ય કરીને માગું જે તું અઢારહજાર હું સરખા સેનાપતી, તેની સેનાની શી કહું ગતિ. એકસોબાસઠ ચોકી જાણ, એક અઢારહજાર નિર્વાણ; તમો કેઇપેર જાશો તહીં, મુજને ચિંતા થશે અહીં. તેના બાપનું બહુ છે સેન, ત્યાં તમે જાશો જી કેમ; માનવીથી જવાએ નહીં, માટે તમો ત્યાં જાઓ નહિ; સૌ રાક્ષસ રક્ષા કરે, પવન સરખો નવ સંચરે.

જમીન ચોકી વીંછુ ને નાગ, ગગને સ્ત્રી પરીનો જાલ; ફરતો કોટ રાક્ષસનો તહીં, દેવતાથકી જવાય નહિ. ચંદ્ર સુરજની દ્રષ્ટિ નવ જાય, તે ફુલ તુજથી કેમ લેવાય, પ્રથમ ચોકી મારી સહી, મારી નજરે દીઠુ નહિ તે કેમ આવશે તારે હાથ, રાક્ષસ દુઃખ ધરે મન સાથ; હવે વચન મારૂ મિથ્યા જશે, એ કારજ કેઇપેર થશે. તેંતો ગુણ કીધો છે અપાર, અમ્રત વસ્તુ કરાવી અહાર. મારૂ વચન જો મિથ્યા થાય, ધિક્કાર પડયો અમારી કાય; ધિક્કારપર જો જાય વચન, ઘણું પસ્તાઉં છુ મારે મન જીવ જવાસુધી કરવાનો કાજ, બાંહે ગ્રહ્યા રાખવી લાજ; ભક્ષભોજન કરોની તમો, એક રાક્ષસ તેડી આણીયે અમો. એવાં વચન રાક્ષસનાં સુણી, રસોઇ સદ્ધ કરી ચોગણી; ચાર ઘડીમાં કરી તેયાર, ચતુરનરને શાની વાર પોતાની વાણીએ કર્યો પોકાર, એક રાક્ષસ આવ્યો તે ઠાર. જુહાર કરીને ઉભો સાર, વાત કરવા લાગ્યો તે ઠાર; રાજકુંવરને દીઠા જેટલે, રાક્ષસ મુખ બોલ્યો તેટલે. એ માનવ રૂપ કયાંથી લાવીયા, એ ઉપર કેમ રાખી દયા. ઘણી સુકોમળ તેની દેહ, મનતણો ભાગો સંદેહ, કેમ રાખોછો હેતજ ધરી, એવી વાણી તેણે ઓચરી.

દોહરા—એવાં વચન તેનાં સુણી, બોલ્યો મીક્ષ વચન; એ દેવથકી અધીક છે, મેંતો આપ્યું સત્યવચન ૧ એના ગુણનો પારજ નથી, એણે આપીઓ અમ્રત આહાર; પુત્ર કરતાં અદકો ઘણો, સુણો મિત્ર આઠાર ૨ મ્રત્યુલોકના માનવી, એની શોભાનો નહિ પાર, બીજા ગુણ એમાં ઘણા, શા મુખે કહું વિસ્તાર. ૩ નિમકહરામ હું થયો, એણે ભાગી મારી ભુખ; શું

ઓશીગણું થઇશું અમો, એ નરને મ્હોટું દુઃખ. ૪ માટે તેડયાં મેં તમો, બેસોની આ ઠામ; ખાનપાન કરીએ સહી, પછી કરીએ એક વિચાર. ૫ બેઉ જણા બેઠા સહી, ત્રીજો માનવી સાથ; મુકયાં ભોજન મુખ આગળે, આણી મન ઉલાસ. ૬ સાત વાનીની સુખડી, બીજું સાહીત અપાર; મુખ આગળ સૌ મુકીયું, તે કરવા બેઠા આહાર. ૭ અમ્રત વસ્તુ મુખમાં ધરી, ઘણો શોભતા સાર; તેમ તેમ રાક્ષસ રિઝીઆ, આણી મનમાં વહાલ. ૭ ધન માનવ તારી બુદ્ધને, તરપત કર્યું મુજ મન; શું દુઃખ છે તારી કાયને કહે મુખે સત્ય વચન. ૯ જે વસ્તુ ખાધામાં નહિ, તેનો ચખાડયો સ્વાદ; તું કહે તે કરીએ અમે, મનમાં આણી ઉલ્લાસ. ૧૦ ત્યારે પહાડ મુખ ઓચર્યો, એને છે મોટું દુઃખ; તેતો કામ થવાનું નથી, એવું બોલે છે મુખ. ૧૧ ગુલબંકાવળી જોવા તણી, ઇચ્છા છે એને મન; તે કારણ વનમાં ભમે, તું સાંભળ મિત્ર વચન. ૧૨ મારે શરણે એ આવીયો, કરાવ્યા અમરૂત આહાર; નિરાશ થઈ જાશે સહી, તો ધિક આપણો અવતાર. ૧૩ માટે તેડયે કઈ પેરે, થાય એનું કામ; મનોરથ પહોંચે એહનો; તો થાય આપણું નામ. ૧૪

ચોપાઈ—એવાં વચન પહાડનાં સુણી, તેના મીત્રે વાણી ભણી; એ વાતની ચિંતા નહિ, એનું કામ થવાનું સહી. મોકલું મારી ભગનીની પાસ, તે પુરવા એની આશ; ઘણું ફોજ છે સર્વથી, રાક્ષા વિદ્યાનો પારજ નથી. પ્રથમ ચોકી તેની સહી, તે નિશ્ચે કામ કરવાની તહી, એમ વિચાર્યું મન માંહી. કાગળ એક લખ્યો તત્કાળ ઘણી વિનતી તેમાં લખી, તેડયો એક

રાક્ષસ મુખી; જે ફરમાવો તે હું કરૂં; કહો આજ્ઞા તે મસ્તક ધરૂ. તે રાક્ષસ બોલ્યો તે ઠાર, મ્હારી બહેન અબોલા સારઃ તેની પાસે જવાનો સહી, આ માણુસને સાથે લઇ; પ્રથમ જઇને આશીશ કરો, પછી એના ખોળામાં ધરો. તહારા ભ્રાતતણો એ પ્રાણ, નિશ્ચે સાચી વાણ; જીવથકી કરજો જતન, જાણે પેટ તણો મુજ તન. જતન કરી એને રાખજો, એની આશા પુરિ પાડજો; મુખજુબાની એવી કહી, વળી કાગળ કર લઇ. ફુલની પેરે જાળવજે તું, નહિ તો મારી નાંખીશ હું; પ્રતિઉત્તર પાછો લાવજો, ચાર ઘડીમાં પાછા આવજો. વધતી વાર લાગશે આ ઠાર, મારી નાંખીશ એણીવાર; તે સેવકે નામ્યું શીશ, ઉઠયો તે વેળા તે દિશ. એક હાથપર બેસાડયા જાણ, બીજે કર ઢાંકી નિર્વાણ; ગગનમાર્ગે ચાલ્યા વહી, ચાર ઘડીમાં પહોચ્યા સહી અબોલા બેઠી હતી મુકામ, ઘણી શોભા છે તેણે ઠામ; દીઠો અનુચર હરખી નાર, તેને જોઇને કર્યો જુહાર. મુખજુબાની સઘળી કહી,ખોળા મધ્યે મુકયો લઇ. જોઇ મુખને હરખ્યા મન, ધન ધનરે આજનો દન; જાણે પ્રગટયો દીનકર સુર, એવું તે માનવનું નુર; અબોલા બોલી તે ઠામ, મારા ભાઇને કહેજો પ્રમાણ;તમે મોકલ્યો તે મારો પ્રાણ, નિશ્ચે કરી ભાઇ તું મનમાં જાણ. અનુચર ત્યાંથી વળ્યો, આવી ને રાક્ષસને મળ્યો; આવી હકીકત સર્વે કહી, તે રાક્ષસ હરખ્યોતહી.

દોહરા—અબોલાએ મન વિચાર્યું, માનવ આવીયો મુજ પાસ; મારા ભાઇએ મોકલ્યો, તેની કરવી બરદાશ. ૧ એ પુત્ર છે કોઈ રાજ તણો, આવી ચડયો હશે ત્યાંય; એ બત્રીશલક્ષણો સહી, શું કરવું હવે આં

૫..૨ પુત્રી મારી મોટી થઇ, જેનું મેમુદા નામ; તેની સાથે પરણાવું અમો, થાય મારૂં કામ. ૩ એવું મન વિચાર કરી, બોલાવી મેમુદાનાર; તેડાવીને કહ્યું સહી, તુને પરણાવું ભરથાર. ૩ ત્યારે મેમુદાએ વાણી કહી, હું ખુશી થઇ અપાર; તમો એને કયાંથી લાવીયા, સાચું કહો આ ઠાર. ૫

ચોપાઇ—શિકાર રમવા ગઇતી બહાર, ત્યાંથી લાવી રાજકુંવર; અચરજ તેતો થઇને રહી, પછી તેણે વાણી કહી. માતાજી પરણાવો મુને, એતો સાચું કહું છું તુને; માતાએ પરણાવી તે સાથ, પછી રાજા સાથે કીધી વાત. એકાંત જગા પોતાની સહી, તેના ભરથારને તેડી ગઇ; પછી કરજોડીને બોલી નાર, તમે વિગત વાત કહો ભરથાર. રાજકુંવર પછી બાલ્યો તહીં, મારી વિગત કહું છું અહી; સમ દીધા માટે કહું છું અમો, પુછોછો તો સુણજો તમો. હું છું રાજા કેરો પુત્ર, બાળપણમાં મેલ્યું ઘર શુત્ર; ગુલબંકાવળી જોવાનું મન, તે કારણ નિકળ્યો હું વન પૃથ્વિ કેરો કહાડયો પાર, ફરતો ફરતો આવ્યો આ ઠાર; એક રાક્ષસ શું મિત્રાઇ થઇ, તેણે મોકલી દીધો અહીં અબોલા હરખાં મન સાથ, તેણે મહેલ આપ્યો સાર, તુને પરણાવી કરગર. મુખથકી વાણી ઓચરી, સુખ ભોગવે નર ને નાર, વૈભવ ભોગવે અપરંપાર; જોઉ ફુલ તો ભાગે ભુખ, ત્યાર પછી ભોગવું સુખ. પરમેશ્વરે મેળવ્યો જેગ, પણ ન પહોચ્યા મનના કોડ; બંકાવળીફુલ જોવું એકવાર, તો તો સફળ મારો અવતાર. નહિ તો હું રહેવાનો નથી, સાચી વાત તો કહુ છું કથી; એવાં તે નરનાં સુણી વચન, પ્રસન્ન થયું વિનતાનું મન.

એ વાતની ચિંતા નથી, ગુલબંકાવળી દેખાડી સર્વથી એ અબોલામાતા મુજે જાણ, તે કહાડેછે મુજપર પ્રાણ. મારૂં વચન મિથ્યા નવ કરે, મર કહું તો નિશ્ચે મરે; જીવ એકને ઝુઝવી દેહ, મારા ઉપર રાખ્યો છે નેહ. બળતણો કાંઇ પારજ નથી, તેથી કામ થશે સર્વથી; ભેદ પ્રપંચ કરશે તે ઠાર, માટે જઇએ ચાલો ભરથાર. એવાં વિનતાનાં સુણી વચન, રાજકુંવર હરખ્યો મન. નરનારિ આવ્યાં ત્યાંય, અબોલાને લાગ્યાં પાય. દીઠાં નરનારીનાં મુખ, ઘણી રાક્ષસી પામી સુખ; ખોળામાં બેસાડી નરનાર, મુખ થકી બોલ્યા તે ઠાર શું છે નરનારીને દુ:ખ, બંનેનાં ઉતરી ગયાં મુખ; ખાવા પીવાની નથી, કેમ દુ:ખ ધરો સર્વથી. એવાં વચન સુણી તે ઠામ, કુંવરી લાગી માતાને પાય.

દોહરા—માતાજી સુણો મુજ વિનતી, મારા સ્વામીને દુ:ખ; નિસાસા નાંખે ઘણા, નથી ભોગવતા સુખ. ૧ ખાવું નહિ પીવું નહિ, હાસ્યવિનોદ કે વાત; સંસારનું સર્વે તજી, ઝુરે દીવસને રાત. ૨ મારે કાજ તમો લાવીયા, સ્વામી ચતુરસુજાણ; આશા નવ પહોંચી માહરી, કર્મે કીધી હાણ. ૩ ઘણી વિનતી મેં કરી, ત્યારે બોલ્યા વાણ; ગુલબંકાવળી જોઉં નહિ, તો જાશે મારા પ્રાણ. ૪ અબોલાએ ચાંપ્યો રૂદે, હાથ ફેરવ્યો શીશ; ચિંતા તજરે દીકરા, કરીશ તુજને બક્ષીસ. ૫ બાગ દેખાડીશ એહનો, એમ બોલી તે મુખ; ચિંતા તજ દીકરા, કરીશ તુજને સુખ. ૬ ત્યાં ફરતી ચોકી રાક્ષસની, ગગને પરી અતુલ્ય; આંખમાં ધુળ નાંખી સર્વને, દેખાડીશ એનું ફુલ. ૭ સત્ય વચન છે માહરૂં, કરવું મારે કામ; ફુલ દેખાડું નજરે કરી, તો

અબોલાં મારૂં નામ. ૮

ચોપાઇ—એમ કહીને મનાવ્યું મન, નરનારીનું હરખ્યું વદન; ખાનપાન કરાવોને જઇ, તેડું ત્યારે આવજો અહી. ગયા મુકામે નર ને નાર. અબોલાએ મન કર્યો વિચાર; જો નરનારીને થશે સુખ, દેખાડું ફુલ તો જાએ દુઃખ. વિચાર એમ કર્યો તે ઠાર, તેડયા રાક્ષસ એક હજાર; આવી કરીને નમાવ્યું શીશ, જે કહો તે કરીએ આદીશ. અબોલા કહે એક કામ, ઊંદરનાં રૂપ ધરો આ ઠામ; સુરંગ મુકો આણે ઠાર, જાય. ગુલબંકાવળી મહેલ મોજાર. ચોકીવાળા કોઇ જાણે નહિ, એ રીતે કામ કરવું સહી; તે રાક્ષસે વચન ચડાવ્યું સીશ, એમ કહી ચાલ્યા તે દીશ. ઊંદર કેરા રૂપજ ધરી, સળગ પાડવાને પરવર્યા; રાક્ષસવિદ્યા તેને શી વાર, ક્ષણમાત્રમાં પાડયા પહાડ. તે વાડીમાં પડયું દ્વાર, પાછા ફરી આવ્યા તે ઠાર; અબોલાને કહે આવી સિદ્ધ કામ કર્યું તે વાર. એવાં વચન રાક્ષસનાં સુણી, ખુશાલી વાધી મનમાં ઘણી; જાઓ જંગલમાં ફરતા ફરો, ભક્ષ ભોજન મન ગમતાં કરો. એમ કહી આપી રજાય, સૌ સૌના મુકામે જાય; પછે રાજકુંવર તેડાવ્યો જાણ, મુખ થકી તે બોલ્યા વાણ. ગુલબંકાવળી દેખાડું આજ, કરૂં તારા મનનાં કાજ; આ સળંગમાંથી જાઓ તહીં દુરથી જોઇને આવો અહીં કરશો લોભ તો થાશે ઘાત, નક્કી માનજો સાચી વાત, કદાપી કોઇની પડશે દ્રષ્ટ, તોતો ઘણું ભોગવશો કષ્ઠ. મેં જીવ સટાનું કર્યું છે કામ, ચેતાવું છું આણે ઠામ; એમ કહી તેડાવ્યા દાસ, તતક્ષણ આવી ઉભા પાસ. આ માણસને લઇ જઇ, દેખાડો વાડી નજરે ભરી; સળં-

ગમાંથી ન કહાડશો બહાર, ઉભા રહેજો જ્યાં. ઘરનું દ્વાર. જો વાંકો થશે એનો વાળ, તોતો આણીશ તમારો કાળ; જતન કરી દેખાડો જઇ, પાછા તેડી લાવજો અહીં. એમ કહી વળાવ્યો રાય, લઇ ચાલ્યા સળંગની માંય; જે ઠેકાણે પાડેલું દ્વાર, ચાર ઘડીમાં આવ્યા તે ઠાર. ૯

દોહરા—દ્વારને મુખ આવી કરી, બોલ્યો અનુચર વાત; ગુલબંકાવળીનો બાગજ સહી, જુઓને તમે ભ્રાત. ૧ નિહાળીને જોયું તહીં, જાણે ઉદગાર ઉદ્યોત; ઇંદ્રપુરી કોણ માત્ર, એવું દેખાય ઝાકમઝોત. રાક્ષસ સાથે બોલીઓ, જાવા દે મુજને બહાર; જોઉં ચર્ચા બહાર જઈ, પાછા આવીશું આડાર. ૩ નહીતો ખાતું મુજને, નહીં તો ખોઇશ પ્રાણ; જોયા વિના. નવ રહુ, સાચી માન મુજ વાણ. ૪ જેમ દીપકમાં પડે પતંગીઓ, તેમ પડવા માંડ્યું બહાર; રાક્ષસે ઝાલી ગાલી દીધો સળંગ મોઝાર. ૫ અરે મુખ તું માનવી, એ શું કરેછે કામ; જીવ જશે એક પલકમાં, ખોઇશ મારૂં નામ. ૬ યક્ષ કે વળી રાક્ષશી, કોઇ દેખશે તારી કાય; ભક્ષ કરી જાશે તુને, તેનો શો ઉપાય. ૭ અબોલાએ મુજને સોંપીયો, હું શું કરૂં આ ઠાર; બુદ્ધિ ભ્રષ્ટ તું કેમ થયો, મનમાં કરની વિચાર. ૮ એવાં વચન તેનાં સુણી, બોલ્યો તે મુખે વચન; નવ જવાદે મુજને, તો પાડીશ મારૂં તન. ૯ જીભ ખેંચીકહાડીને મરૂ, કે મારીશ પેટ કટાર; જોયા વિના જવાનો નથી, મારે મરવું એકજવાર. ૧૦ રાક્ષસે મન વિચારીયું, આવી પડી મુજ શીશ; જે બનસે તે ખરી, આપી રજા તે દીશ. ૧૧ તુજ કારણ મરશું અમો, શું મુખ દેખાડીશું

ત્યાંય; લખી હશે તે થશે, જે મુજ કીસમતમાંય.

ચોપાઇ—એમ કહી આપી રજાય, પેઠો કુંવર તે બાગની માંય; જીવ ગએથી નવ ડરે, મન ચિંતવ્યું તે તો કરે. સુવર્ણતણી છે પૃથ્વિ તહીં, જરા રજને કચરો નહીં; પુષ્પ ઝાડ તો અપરંપાર, કવિ કહે શું કરૂં વિસ્તાર. દેવતાઈ ઝાડ દેવતાઇ ફુલ, શોભા ચિંતામણી સમતુલ્ય; ઘણાં વ્રક્ષ, તે શોભા માનસરોવર સરખી શોભા જાણ. કાંઇ રૂપા સરખી સહી, તેની શોભાનો પારજ નહિ; કોઈ વ્રક્ષે હીરા સરીખાં ફુલ, ઘણું તેજ ઝળકે અમુલ્ય. કોઇ ઝાડ ઉપર મોતીની ઝુલ, શોભા ચિંતામણી સમતુલ્ય; કોઈ ઝાડ લીલમનાં સહી, તેના સામું તો જોવાય નહિ. કોઇ ઝાડ જાણે હીરાની જોત, ફળ જાણે ઉદેકાર ઉદ્યોત; કોઇ ઝાડ શોભે બહુ સાર, ફળ જાણે રત્ન ઝળકાટ. મેવાકેરો પારજ નથી, એ દેવતાને દુર્લભ સર્વથી; પુષ્પ સુઘડ તેનો નહિ પાર, જોતો ચાલ્યો રાજકુમાર. જોતો જોતો ચાલ્યો જાય, આનંદ તેને અંગ ન માય; દીઠો દરવાજો તે ઠાર, સોનાનાં થંભ રૂપાના દ્વાર. રત્ન જડીત્રતણાં છે કામ, ઘણી શોભા દીઠી તે ઠામ; બારી ઉઘાડી દીઠી તહીં, તે મધ્યેથી ચાલ્યો વહી. કીધું પરમેશ્વરનું થશે, જોઊં આગળ બીજું શું હશે; એમ વિચારી મુકયો પાગ, વળી આગળ ચાલ્યો જોઇ લાગ. દિઠો ત્યાં એક સુંદર મહેલ, તે આગળ સ્વર્ગપુરી સહેલ; અમરાપુરી શિવપુરીકેરા ઠાઠ, વૈકુંઠપુરિની સુંદર વાટ. દેવતાઇ કામ વિશ્વકર્માએ કીધ, ઘણી રચના વિધવિધ; જાણે કોટી ઉગ્યા ભાણ, એવો મહેલ શોભે નિર્વાણ. ગુલબંકાવળી હોજમાં સાર, ફુવારા છુટે સહસ્ર ધાર, તેની પાસે સું-

દર તળાવ, પાળ તેની રત્ન જડાવ. તે મધ્યે એક સુંદર ફુલ, શોભા ચિંતામણીસમ તુલ્ય; લાખ પાંખડી ખીલી રહી, તેની શોભાનો પારજ નહિ. ગુલબંકાવળી તેનું નામ, કુંવરે નિશ્ચય કીધો આમ; એ સિવાય બીજી નથી, સિદ્ધ કામ થયું સર્વથી. વસ્ત્ર ઉતાર્યા તેની વાર, પડયો જળમાં ન લાગી વાર; તોડયું ફુલ તે જતન કરી, આવ્યો બહાર તે જળમાં તરી. વસ્ત્ર પોતે પરિધાનજ કીધ, પુષ્પ કેડમાં બાંધી લીધ; પછી તે મનમાં કર્યો વિચાર, હવે મહેલ જોઉં તે ઠાર. એવું પોતે વિચાર્યું મન, કામ મારૂં થયું તે ધન્ય; મારા પીતા તે દેખતા થશે, ચડયું કલંક તે ઉતરી જશે પ્રભુ રાખ્યો તેં મારો ધર્મ, જ્ઞાન થયું મારૂં પ્રસન્ન; ધન્ય રાક્ષસ ધન અબોલા નાર, મારૂં કાજ ઉતાર્યું પાર.

દોહરો—જોઉં ચર્ચા સૌ મહેલની એમ વિચાર્યું મન; નિર્ભે થઇને પરવર્યો, ત્યાંથી તે ભાવન. ૧ ચાલ્યો મહેલમાં ચતુરનર, મહા શોભા અપરંપાર; દેવ કામ ઝળકી રહ્યાં, ચિત્ર વિચિત્ર વિશાળ. ૩ કામ છે આરસપહાણનું, જાણે જળહાળ જ્યોત; દીવસ રાત જણાય નહિ, ઉદેકાર ઉદ્યોત. ૪ કવિ કહે શું વર્ણવું, મહેલ સુંદર તે ઠાર; ત્રણલોકમાં શોભા નથી, કેટલો કરૂં વિસ્તાર. ૫ પુર્વજન્મ પુન્યે કરી, રાજકુંવર ત્યાં જાય; લખીત વાત મીટે નહિ, ભાગ્યે લખ્યું તે થાય. ૬ જોતો જોતો સઘળે ફરે, નથી ડરતો મનમાંય; જુવે રત્તના અતિ ઘણા, નિરભે છે રાજન. ૭ પશુ પંખી કે માનવી. નથી નર ને નાર; આવી રચના કોણે કરી એમ કરે વિચાર. ૮ એમ વિચારી તે ચાલીઓ ચાલ્યો શાતમે માળ; રચના છે અતી ઘણી, તરેહતરેહના

ખ્યાલ: ૯ પુષ્પ નાનાં પ્રકારનાં, સુગંધનો નહિ પાર; હિંડોળો હીરે જડયો, ત્યાં સુતી એક નાર. ૧૦ જાણે શશી ઝળકી રહ્યો, રંભા કુળ અવતાર; જાણે ચમકે વિજળી, આવ્યો માસ અષાડ. ૧૧ તેજ ઘણું તે નારનું, વાગ્યું મોહનું બાણ; આંખે તમર આવીયાં, જો તાં નિરખ્યો ભાણ. ૧૨ મુર્છાખાઈ અવની પડયો, જાણે સુતો શેજ; વિનતા કાંઇ નથી જાણતી, ભરનિદ્રામાં છેજ. ૧૩.

ચોપાઈ—હિમત રાખી ઉભો સહી, વિનતાની શોભા શી તહીં; છુટી વેણુ કુચધર લપટાય, જાણે મણીધરની શોભાય. જોઇ થયો મન ભંગ, તેથી અહકો અંબરનો રંગ, ઝાંખી પડે તારા જોત, તેથી દંત ઝળકે ઉદ્યોત. ચગઅણી ભ્રકુટી બાળ, મુખ કમળથી શોભા વિશાળ; કુચસ્થળની ઉપમા ઘણી, જાણે શોભા નારંગીતણી. કહ્યગી લજ્યા પામીને રહી, તેથી જંઘા નાજુક છે સહી; ગુલાબ જોઇ વાગ્યો ડાઘ, તેથી પગની પાની લાલ. આભુષણતણો નહિપાર, જોતાં ત્રસ થયો; રાજકુમાર; નખ શીખથી નરખી નાર, નિસાસા મુકયા તેણીવાર. કયાંથી પહોંચે મનના કોડ, ત્રણ લોકમાં નહિ વિનતાની જોડ; કયાંથી ભાગ્ય મારૂં ફળે, એવી નાર કેમ મુજને મળે. કદાચ તે જાગી ઉઠશે, કરે ક્રોધ તો જીવજ જશે; હું આવ્યો તે શું જાણશે નાર, માટે નિશાની મુકું આ ઠાર. એમ વિચારી ગયો તેણી ભણી, વીંટી કહાડી સ્ત્રીતણી; પોતાકેરી ઘાલી સહી, તેની શોભા નવ જાએ કહી. છબી તેમાં પોતાની સાર, જેવું રૂપ તેવો આકાર; વીંટી તેમાં પોતાનું રૂપ, અદલબદલ કરી ચાલ્યો તે ભુપ. આવ્યો જ્યાં ગુફા મુકામ

રાક્ષસે મનમાં કર્યો વિચાર; કેમ લાગી આવડી વાર, એટલે આવ્યો રાજકુમાર. રાક્ષસ હરખ્યો તેને ઠાર; દીઠો માનવી હરખ્યું મન, ઊંચકીને ચાલ્યો તે વન; અબોલા આગળ મુકયો જઈ, ઘણી ખુશાલી મનમાં થઈ. હસી મુખે બોલી વાણ, સુણો માનવી ચતુર સુજાણ; ગુલબંકાવળી જોયો બાગ, એવાં વચન બોલી તે જાણ. માતાજી તમારી કૃપા સાથ, આશા પુરી પડી મુજ માત; હરખ્યું અબોલાકેરૂં મન, તેડાવ્યા રાક્ષસ તેણે દન. જાઓ સળંગ પુરો આ ઠામ, નહિ તો જાશે આપણું નામ; બરાબર ભોમીને કરો, પછી સુખે ફરતા ફરો. રાક્ષસવિદ્યા તેને શીવાર, પૃથ્વિમાં પૃથ્વિ મેળવી તે વાર; કરો મોજ તમો નર ને નાર, વૈભવ ભોગવો અપરંપાર. તે સ્ત્રીને આપ્યું સુખ, ગયું તે વિનતાનું દુઃખ.

દોહરા—મનના મનોરથ પુરા થયા, ખુશાલી વાધી અપાર; પછી નર ને નાર સુખે મળ્યા, કીધો વાત વિચાર. ૧ ઘણી સુઘડ તે સુંદરી, રૂપે રતિ સરખી કાય; તેની શોભા ચોગણી, રૂપે સુંદર રાય. ૨ જુગતે જોડું નરનારનું, હસી વિનોદ ને રંગ; વૈભવ ભોગવે ઈંદ્રના, આણંદ બેઉને અંગ. ૩ પ્રાતઃકાળે ઉઠી કરી, જાય અબોલા પાસ; દેખીને રીઝે ઘણું, પામે મન ઉલાસ. ૪ ખોળામાં બેસાડે લઇ, ડાબા જમણી નરનાર જોઈ મુખ નરનારનું, હરખે અપરંપાર. ૫ જે જોઈએ તે હાજર કરે, કસી વાતે નહિ દુઃખ; ખાય પીએ રંગે રમે, સદા, ખુશાલી મુખ. ૬ એક સમે તે બોલીયો, વિનતા પ્રત્યે વચન; માતા પિતાને મળીએ જઇ, જો માને તારૂં મન. ૭ તારા સજનને હું મળ્યો, હું પુર્ણ

મળે પરીવાંર; રાજપાટ જઇને કીજીએ ત્યારે સફળ થાય અવતાર. ૮ રાજપાટ ભોગવ્યા તણી, ઇચ્છા છે મનમાંય; વિજોગ ટળે વહાલાતણો, એમ મુખથી બોલ્યા રાય. ૯ મુવે છુટવાના નથી, કર્મે કીધી હાણ; મનના મનોરથ ક્યાં પહોંચશે, કાળાગ્રહની ખાણ. ૧૦ એવાં વચન શ્રવણે સુણી, મેમુદા બોલી વચન; ચિંતા મનની પરહરો, શીદ ધરો દુઃખ મન. ૧૧ ખુશી થયો તે રાજવી, કીધો ભોગવિલાસ; રજની વિતી રંગમાં થયો તે પ્રાતઃકાળ. ૧૨ સ્નાંન દાન ભોજન કરી, સજ્યા સોળ શણગાર; નર નારી બેઉ આવીયાં; અબોલા બેઠી ઠાર. ૧૨

ચોપાઇ–દિઠી નરનારીની દેહ. અબોલાને લાગ્યો નેહ; ખોળામાં બેસાડી જોડ, દીઠું મુખને પામી કોડ. ઘણી કાન્તિ છે રૂપ વિશાળ. આવ્યું રાક્ષણીને વહાલ; દિવ્ય વસ્ત્ર શણગાર સોળ, ચંદ્રવદની મુખ રાતા તંબોળ જાણે ઇંદ્રાણિનાં રૂપ, ગગનથી અવતરીયો ભુપ તેવી શોભા નરની થઇ, ઘણી રાક્ષશી મનમાં મોહી. માગો માગો નર ને નાર, જે માગો તે આપું આ ઠાર; વંચન તમારૂં મિથ્યા નવ કરૂં, જે માગો તે હાજર ધરૂં. ચંદ્ર સુરજને માગો તમો, તો તે આણી આપુ અમો, ઘણું મને આવ્યું છે વહાલ, માગો તે આપુ તત્કાળ; તેવારે મેમુદા બોલી વચન; હસી કરીને તે દન; માતા માગતાં આવ્યાં નરનાર, વચન આપો તો માગું આ ઠાર. સત્યવચન આપો કર ધરી, જે માગો તે આપું દિકરી; રખે શરમાતાં નર ને નાર, ઇચ્છા હોય તે માગો આ ઠાર. એવાં વચન અબોલાનાં સુણી, મેમુદાએ વાણી ભણી; અમો નરનારી કેરી જોડ,

માતપિતા મળવાનો કોટ. કુટુંબ પરિવારનાં જોઇએ મુખ, તો તો થાય માતાજી સુખ; મુજ સ્વામી ઝુરેરાત ને દન, માતપિતા મળવાનું મન. માટે રજા જો આપો માય, તો તે કુટુંબ મેળાવો થાય; એવાં વચન બોલી તે વાણ, ત્યારે અબોલાએ શીર મેલ્યો હાથ. મુજને વચને બાંધી કરી, એ શું વાણી મુખે ઓચરી; કેમ વાળીશ મારૂં મન, કેઇ પેરે જશે મારા દન. તારોવાંક નથી લગાર. તારા સ્વામીએ શિખવ્યું આ ઠાર; મેં તો એને સોંપી તુને, એણે દગો દીધો મુને. વચનમારૂં મિથ્યા ન કરૂં, તારે વિજોગે નીશ્ચે મરૂં; એમ કહી રાક્ષશી રહી, ત્યારે કન્યા બોલી તહીં. માતાજી હું તો તારી બાળ, બાળપણાથી રાખો છો વહાલ; વસ્ત્ર આ ભુષણ ને પાન, સોળ વરસ નિધાન. સુંદર સ્વામી પરણાવ્યો મુને, સઘળો ઓરીયો વિત્યો તુને; હવે સફળ જન્મારો મારો થાય, જો વસ્તીમાં જઇએ માય.

દોહરા—એવાં વચન કુંવરીનાં સુણી હરખી અબોલા મન; જાઓ નર ને નારી તમો, મળો કુટુંબ સાજન. ૧ વસ્ત્ર આભુષણ આપીયાં, શણગાર આપ્યા બહુ ત્યાંય; જુવે મુખ નરનારનું, રાણી રીઝી મનમાંય. ૨ એકેક વાળ પછી આપીયો, પોતાના શરીરનો જેહ; કદાપી દુઃખ તમો પામશો, હું જાણીશ મહારી દેહ. ૩ અગ્નિ ઉપર તમો બાળજો, કદી પડે કાંઇ દુઃખ; તે વેળા જાણ મુજને થશે, અમો આવીને કરશું સુખ. ૪ અઢાર હજાર રાક્ષસ લઇ, આવી પહોંચીશ હું ત્યાંય; તારા દુશ્મનનો પરાજય કરીશ, નિશ્ચે જાણો મનમાંય. ૫ એમ કહી વળી તેડીયા, બે રાક્ષસ તેણીવાર; આવીને ઉભા રહ્યા, કર્યા દંડ જુહાર. આ

નરનારીને લેઇ કરી, ઉડા ગગન મોઝાર; એ કહે ત્યાં મુકો જઇ; પાછા આવજો આ ઠાર. ૭ કદાપી એ દુઃખ પામશે, રાંકો થાશે વાળ; તો તો મારી નાંખીશું, આ ણી બેઉનો કાળ. ૮ પત્ર લખાવી લાવજો, એમના હાથનો અહીં; એમ કહિને વિદાય કર્યાં, રાક્ષસને સો તહીં. ૯ રાક્ષસ વાટે વિનવે, ભાઇ કીશું તમારૂં ગામ; ત્યાં જઈ ઉતારી, એમ બોલ્યા કરી પ્રણામ ૧૦ રાજકુંવર ત્યારે બોલીઓ, ફરદ શહેર મોઝાર; ત્યાં જઈ મુકો મુને, તો પહોંચે મનની આશ ૧૧ ચાર ઘડીમાં મુકશું, એમ કરીને ઉડી જાય; આવી પહોંચ્યા પલકમાં, જયાં લાખીછે ત્યાંય. ૧૨ તે શેહેર સમીપે જઇ રહ્યા, દીઠા મહેલ અવાસ; કીયો મહેલ છે તમતણો, ઓળખો આણી ઉલ્લાસ. ૧૩ નવ ટુંકો મહેલ છે લાખીતણો, ઓળખ્યો તેણે ઠામ; રાજકુંવરે દેખાડીઆ, ઉતર્યાં તરત તે ઠાર. ૧૪ નરનારીને મુકીયાં, મેલ્યાં મહેલની માંય, રાક્ષસ બેઠા બારણે, નવ ઓળખે તેને ત્યાંય. ૧૫

ચોપાઇ—બેઉ ગયા મહેલની માંય, લાખી ગુણકા બેઠી ત્યાંય; દીઠું રાજકુંવરનું મુખ, ગયું દોહલું તેનું દુઃખ. જાણે અંધ પામ્યો લોચન, તેવી ખુશાલી વાધી મન; દંડવત કરી નામ્યું શીશ, સફળ જન્મ થયો આદીસ. મોતીની થાળે વધાવી કરી, ઓવારણાં લીધાં સુંદરી; પછી સજ્યાં સોળે શણગાર. આવીને પાસે બેઠી નાર; વિગત વાત પુછી તે ઠાર, સંક્ષેપે કહો વિસ્તાર. લાવો પુષ્પ આલો નાર, એ પણ છે રાજાની કુંવારી; લાખી તેવારે રાજી મન, રાજકન્યા શું બોલી વચન. આપણ બન્ને સહિયર થયાં, દુઃખ દોહલાં સ-

ઘળાં ગયાં; ખાશું પીશું ને રહેશું પાસ, પ્રભુએ પુરી મનની આશ. મળી ભેટી રહી બેઉ પાસ, રાજકુંવર ગયો જ્યાં દાસ; કાગળ લખીને આપ્યો તહીં દેશ અમારે પહોચ્યા સહી. કશી વાતે દુઃખ પામ્યા નહી, એમ લખી આપ્યું; સર્વથી માગી શીખને નિકળ્યા સહી, અબોલાને જઇ મળ્યા તહીં; મુખ જુબાની સઘળી કહી, કાગળ કરમાં આપ્યો લઇ, એ વાત તો અહીંથી રહી રાજકુંવર શું કરે છે તહીં; દાસ વિનોદને કરે વિલાસ, ડાભાં જમણી બન્ને પાસ; સાત દીવસ રહી તે ઠાર, લાખીશું બોલ્યા તે વાર; શીરકસ્તાન જાશું સર્વથી, અહીયાં રહ્યાની કાંઇ શોભા નથી; મુજ પિતાનું કરવું કામ, દેખે આંખે તો થાયે મુજ નામ, માટે તૈયારી કરવી; સહી પાણી પીવાને રહેવું નહીં લાખીએ વચન ચડાવ્યું શીશ, ઉઠી તે વેળા તે દીશ, માલ ખજાનો ધન ભંડાર, ચડાવ્યું સર્વે વહાણુ મોજાર. સીરકસ્તાન જાવા તૈયાર, સામાન સર્વે કહાડ્યો બહાર, રાજકુંવરીએ બેઉએ સાર, વહાણમાં બેશી જાઓ તે ઠાર. હું પગવાટે આવીશ તહીં, એવી વાણી વિનતાને કહી; એવી વાત કરે દીશ, દરવાને ઝઇને નામ્યું સીશ; કેદી લાચાર રાજાના બાળ, તે કહે છે અમારા શા હાલ; જે ફરમાવો તે કીજીએ જીવિતદાન અમને દીજીએ; એવી વાણી લાખીએ સુણી મુખથકી તેણે વાણી ભણી; સમાચાર રાજાને કહું, ત્યાર પછી તેમને જાવા દઉં.

દોહરા— એવાં વચન લાખીનાં સુણી, ગઇ રાજાની પાસ; કરજોડી કરી વિનતી, કરી વાણી પ્રકાશ ૧ ભાઇ તમારા છે કેદમાં, તેને કહાડોની બહાર; તમને

જેમ મનનમાં ગમે તેમ કરો આ ઠાર. ૨ એવાં વચન વિનંતાનાં સુણી, તેડયા સભાની માંહ; ચારે જણા આવી કરી કરજોડીને ઉભા ત્યાંય. ૩ પુન્યતણા પ્રતાપથી, ભાઇ તમે જીત્યા જાણ; પરઉપકાર તમો કરો, ઉગારો હમ પ્રાણ. ૪ તમ વિના મુકાવનાર કો નથી, નવ ટળે હમારૂં દુઃખ; એમ કહીને ટળવળ્યા, કરે.ની હમને સુખ. ૫ તમો લાખીને જીતીંયા માટે કરો પરમાર્થ કામ; કાળાગ્રહથી છોડાવીએ, રાખી હમારી મામ. ૬ કરજોડીને કરગરે, આ બંધીથી મુકાવો ભ્રાત; ગુણ તારા ભુલું નહી, લઇએ લાખેણી વાટ ૭ એમ કહીને રૂદન કરે, ત્યારે દયા આવી મન; મનથકી ત્યારે બોલીયા, હસી કરી રાજન. ૮ તમો તો ચારે હારીયા, ગુલામ થયા આ ઠામ; હવે કેઈ પેરે છુટશો, પહોંચે મનની હામ. ૯ નામ ગુલામ તો નહીં ટળે, લોની કપાળે છાપ; પગમાં નીશાની લોહાતણી, તો મુકું જીવતા આપ, ૧૦ ત્યારે ચારે જણા કરે વીનતી, અમો રાજાના છઇએ તન; કુળને ખાપણ લાગી ઘણી, આપ વિચારોની મન; ૧૧ ત્યારે રાજા બોલીયો. લો જંઘા ઉપર ડામ; તે વાત કોઇ નવ જાણશે, મુકી દઉં આ ઠામ. ૧૨ નિશાની કીધા વિના, કોઇ નવ મુકે ગુલામ; કબુલ કરો મુજ વાત તો, મુકી દેઉં આ ઠામ. ૧૩ ત્યારે ચારે જણે વિચારીયું, કોઇ નવ જાણે પેર, ગુલામ ડાઘ દેવડાવીએ, જઇએ આપણે ઘેર, ૧૪ એમ વિચારી મન વિષે, કબુલ વાત તે કીધ; મહોર એક કીધી સહી, કોરી લેખ લખીઓ સીધ. ૧૫ જંઘા ઉપર મારીયો, ચીસ પાડી બહુ તહીં; પછી આસનાવાસના કરી, તેને રજા આપી તે સહી. ૧૬

ચોપાઈ—ત્યારપછી આપી રજાય, ખુશી થાય છે મનની માંય, ભાઈ જાણી આપીઓ શણુગાર, હીરાં આભુષણ વસ્ત્ર અપાર; લાખ લાખ રૂપીઆં આપ્યા સહીં વિદાય કર્યા ચારે તહીં; વિનતા માલ વળાવ્યો જાણ, સીરકસ્તાન ભણી નિર્વાણ; પોતે જોગી લીધું રૂપ, પુષ્પ લઇને ચાલ્યો ભુપ; ચાર જણા તે વાટે જાય, તેની ચર્ચા જોતા ત્યાંય; લાખ લાખ રૂપૈયા સહુ પાસે રેકડ, સમીયા તેના મનના સોક; અકેકસો રાખ્યા સ્વાવાર, સજ થયા તે રાજકુમાર; તેની પછવાડે ફકીરજ પળે, તેની વાત કાંઈ નવ કળે; મુકામે બેઠા પાણી પાસ, કરે વાત આણી ઉલ્લાસ; ફકીર ત્યાં આવીયો સહિ, ચારે કરી સલામજ તહીં; આવો બેસો તમો આ ઠામ, કયાંથી આવ્યા કીયે જાશો મુકામ; સાચી વાત અમને કહો, ફકીર બોલ્યો તે લહો; રહેવું અમારે વન મોઝાર, આજની રાત રહેશું આ ઠાર; કંદમુળનો આહારજ થાય, જઇશું જંગલ વહાણામાંય; તમો કયાંથી આવ્યા ને કયાં જશો, કોણ જાતને કયાં તમે વશો; રાજવંશીના સરખી કાય, શું ધારી નિકળ્યા મનમાંય; ચાર જણ વિચારજ કરે, ફકીર પ્રમાણે વાણી ઓચરે; પોતાની હકીકતનિ કહી વાત, ફકીર સમજ્યો મન સંગાથ; મળ્યા વનમાં ચારે સહી, ફકીર પ્રતે વાણી કહિ; અમને તે પુલ મળ્યું નહિ, પાછા ફરી ઘેર જાશું વહી.

દોહરા—જુઠી વાત કરો હંકાર; આપવખાણ જે નર કરે, તે મુરખનો સરદાર. ૧ મુલક મુલક ફર્યા તમો, તમ વિના ચતુર નવ કોય; તે સાચું જો જાણીએ તો પુલ દેખાડો સોય. ૨ લબાડ વાત બોલો તમો, વળી

મનમાં ધરી હુંકાર; એ બોલવું તે મુરખનું, ચતુર કરો વિચાર, ૩ બકાવળીનું પુષ્પ મુજ કને, કેમ આવે તમ હાથ; એમ કહીને દેખાડીયું, અચરત પામ્યું સૌ સાથ. ૪ એમ કહીને કહાડીયું, જુવે છે સઘળા લોક; એ સાચું કેમ માનીએ સાચું જુઠું ફોક. ૬ એમ કહીને તેડીઓ, એક અંધ જતોતો વાટ; આ નરને કરો દેખતો તો સાચી માનીએ વાત ૭ આંખડીમાંહે અંજન કર્યું, પાંખડી પુષ્પની એક; ફાટી પદળ ઉડી ગયું, ને રહ્યો તેનો ટેક. ૮ ઘણા વરસની ખોડ હતી, તોરાંશ થયાં લોચન; ફકીરને ચરણે નમ્યો, હરખ ધરીને મન. ૯ જીવતદાન જાણે આપીયું, ને ટાળી હમારી ખોડ; એમ કહીને કરી વિનતી. નમે છે બેઉ કર જોડ. ૧૦ અચરત પામ્યા ચારે જણા, નિશ્ચે એ તો વાત મારી કરીને લીજીએ, અથવા કરીએ ઘાત ૧૧ એમ કરીને ઉઠિયા, ગ્રહી નગન તલવાર; એ ફુલ અમને દિજીએ, નહિતો મારૂં આ ઠાર.

ચોપાઇ—એમ કહીને ઉઠ્યા જોધ, અંતઃકરણમાં આણી ક્રોધ; ખુશી થઇને અમને આલ, નહિતો આવ્યો તારો કાળ; આપોતો જાવા દઇશું, નહિતો મારીને લેઇશું; ત્યારે પસ્તાયો પોતે તે દીશ, વગર સમજ્યું કર્યું આ ઇશ; બધી ચતુરાઇ મારી ગઇ, મેં તો ફુલ દેખાડ્યું લઇ; માટે લખી વાત મટવાની નથી, હજુ દુઃખ કેટલું સર્વથી; મુજ પિતાકેરૂં તો દુઃખ જશે, દેખાશે આંખેને સુખીયો થશે; પાછો પ્રભુએ દુઃખમાં નાંખીઓ, જશ મહિમા તેને વાધિયો; અંતે ધર્મ તરવાનો સહી, ન આપું તો મારે અહીં; એમ વિચાર્યું મન મોઝાર, આપ્યું ફુલ નવ લાગી વાર શા સારૂં મારો છો

તમો, લ્યોને ફુલ આપુ છું અમો; ગુલબકાવળી તણો છે બાગ, લાખો ફુલ છે તેની માંહય તમારે મન; અમુલખ સર્વથી અમારે મન કોડીનું નથી; એમ કહીને આપ્યું હાથ, ચારે જણા હરખ્યા મન સાથ; મુકી ફકીરને ત્યાંથી વળ્યાં, પોતાને દેશ સમીપે પળ્યા; કુચ મુકામે ચાલ્યા જાય, આવ્યા સીરકસ્તાન માંય; નગર મધ્યે વધામણી ગઇ, કુંવર રાયના આવ્યા સહી; ઓસિગણ પોતાને થઈ, જસદ રાજા હરખ્યો તહીં; ઉઠયા તે વેળા તે દન, પુત્રનું મુખજોત્રા થયો પ્રસન્ન; જે વેળા જોઇશું પુત્રનું મુખ, તે વેળા ટળે મારૂં દુ-ખ; એમ વિચારી મનમોઝાર, સ્વારી કીધી તૈયાર; ગામને બહાર જઇ સભા ભરી, અઢારે વરણ આવીને અડી; અમુલખ વસ્તુ લાવીયા, તે જોવાને સહુ આવીયા; ઘણી ખુશાલી અપરંપાર, ચાર કુંવર આવ્યા તે ઠાર; દંડવત કરી લાગ્યા પાય, રાજાએ ચાંપ્યા રૂદિયામાંય; પુછે હકીકત રાજા તહીં, સંક્ષેપે વિસ્તારી કહી; મહા દુઃખથી આવ્યા છીએ અમો, શું વિસ્તારી કહીએ તમો; એમ કહી મુકયું તે ઘડી, સૌને વાતતો અચરત અડી, વખાણ કરે તે વારંવાર, ધનધન તમારો અવતાર; તમ વિના કોણ કરે કામ; બત્રીશલક્ષણા તમારૂં નામ. ત્યારે ચાર કુંવર બોલ્યા તહીં, અમો ગયાતો લાવ્યાસહી; બીજો કોઇ લેવાને જાત, તો નિશ્ચે પામત ઉતપાત.

દોહરા—એમ વખાણ સૌનાં સુણી, ને ચારે હરખ્યા મન; તે ફુલમાંથી કાઢી પાંખડી, મેલી તેણે દન. ૧ અંજન કીધું આંખમાં, પોતાના પિતાય; નેત્ર પડદો ફાટી ગયો, થયો દેખતો રાય. ૨ અંધ તે લોચન પામીયા, તેથી બીજું શું સુખ; દાન પુન્ય દીધાં ઘણાં, ભિ-

ક્ષુકની ભાગી ભુખ. ૩ કંચન મેહ વરસાવતો, પાછો વળ્યો પુરમાંય; ચારે પુત્ર મુખ આગળે, શોભા કહી ન જાયં. ૪ કોઈ વધાવે મોતીડે, કોઇ પુષ્પેરે વિશાળ; ઘેર ઘેરથી લે વારણાં, નાના મોટી નાર. ૫ છત્રીસ વાજાં વાજી રહ્યાં, બોલે બંદીજન ભાટ; જાચક જશ બોલે ઘણા, નહીં કોઇને ઉચાટ. ૬ વાજતાં ગાજતાં આવીયા પોતા તણે મુકામ; ખુશાલી વાધી સર્વને, મુખથી બોલ્યો તે ઠામ. ૭ ફરિ લોચન મુજને આપીયાં, પરમેશ્વરે બીજીવાર; તે પ્રતાપ મારા પુત્રનો, સફળ કર્યો અવતાર. ૮ નેત્રસમાન બીજું નહીં, ઘણી ખુશી મુજ મન હવે ખાઓપીઓ ખુશી કરો, નગર મધ્યે સૌ જન. ૯ એક વરસલગી રહી, કોઈ નવ કરે વણજ વેપાર;ખાન પાનને રંગ રાગ, કરે સૌ નરને નાર. ૧૦ ધન ભંડાર ભરાવીયા, ગરીબલોકને ઘેર; આઠે પહોર ને સાઠે ઘડી મોજ કરે બહુ પેર. ૧૧ ખુશાલી વાધી ઘર ઘરે, વાજે ઢોલ મરદંગ; ખાય પીએને મોજો કરે, આણંદ સૌને અંગ. ૧૨ તાજલમુખ પાછો દુઃખી થયો; તે રહ્યો વન મોઝાર;હવે ગુલબંકાવળી જાગી ઉઠી,કહું તેનોવિસ્તાર.

ચોપાઇ—એ વાત તો અહીંથી રહી, બંકાવળીની શી ગત થઇ; તે પહેરી વસ્ત્ર નિકળી બ્હાર, આવી હોજ ભર્યો તે ઠાર; મુખ પખાળ્યું હેતજ કરી, વેણ છુટી જે સુંદરી; નજર પોતાની હાથઉપર ગઇ, વીંટી પોતાની કરમાં નહીં; મુદ્રિકા કોઇ નરની સહી, અચરત વિનતા મનમાં થઈ; આતે કારણ શું કિરતાર, કોણ પુરૂષ આવ્યો આ ઠાર; એટલી ચોકી વિટાળી કરી, કો નર આવ્યો હિમત ધરી; એમ વિચાર કરે મનમાંય. ગઇ નજરે તે તળાવ છે ત્યાંય; તેમાં જુવેતો ફુલજ ન

હિ, ચાર દિશાએ જુવે તહીં; અચરજ શરખું થયું આ-ઠામ, કોણે કર્યું તસ્કરનું કામ; તે નરે પીધું અમ્રતનું પાન, નજરનાંખી ગયો તે ઠામ; દેવદાનવથી ન અવાય ઘણી વિમાસણ મનમાં થાય; ધન ધન તેરી માતાની કુખ, તે નર જોઇ ગયો મુજ મુખ; નગ્ન જોઇ તેણે મારી કાય, મેં નિશ્ચે કર્યું તે આંય; પુષ્પ મેમલ તેણે સંગ લીધ, ગયો કામ પોતાનું કરી સિધ; નખથી તે માથે નિહાળી ગયો, હવે શો ઉમેદ તે નરને રહ્યો; નિદ્રામાં મેં જાણ્યું નહીં, ગયો વીંટી બદલી તહીં; અધર નિ-હાળી ગયો મુજ મુખ, કુચઉપર મુકયો હશે હાથ, નિ-હાળી હશે મારી જાત વ્રત ભંગ કુંવારિનું કર્યું, હવે બીજે ચિતે કેમ ધરૂં; માટે તે નર સાથે વરૂ, નહીં મળે તો નિશ્ચે મરૂં; નર મુજ પ્રાણજીવન આપ, અવર પુરૂ-ષ ભાઇ ને બાપ; માનવની બુદ્ધિ આ ઠાર, તે વિના બીજો કોઇ અવતાર; એમ વિચાર્યું પોતે મન, એક સહસ્ત્ર પરી તેડી તે દન; સર્વ આવીને ઉભી તે જાણ, ત્યારે ક્રોધ કરીને બોલી વાણ; તમે શું ચાકરી મારિ કરી, ફુલ અહીંથી કોઇ ગયો હરી; તે નરને લાવોની નાર, નહીંતર મારી નાંખીશ આ ઠાર; અઢાર હજાર રાક્ષસ અધિપતિ, તે સાથે બોલી વિનતી; તમેશું રક્ષા કરી આ ઠામ. ખોઇનાંખ્યુ મુજ પિતાનું નામ; બાગનું ફુલ લેઇ ગયો સહી, પિતાને જવાબ શું દેશોતહીં; માટે શોધીકાઢો તત્કાલ, લઈ જનારાના જોઉ હેવાલ એક સ-હસ્ત્ર પરીશું બોલી વાણ, શોધી લાવો નહીં તો ખોશો પ્રાણ; એરીતે ચમકાવ્યા સૌ, સૌને રીસ ચડી છે બહુ.

દોહરા—રાક્ષસ સઘળા કોપીયા, કોણે કર્યું એ કામ; અપકિરતી થઇ જગતમાં, બોળ્યું બાપનું નામ. ૧

ખોળં કરાવી અતિ ઘણી, મોકલ્યા રાક્ષસ દશ વીશ; પકડીલાવો ચોરને, તેનું છેદીએ શીશ. ૨ હજારરાક્ષસ દોડીયા, કોઇ ગંગાને પઠવી જાણ; પહાડ પર્વત જંગલ સહી, શોધી વળ્યા નિર્વાણ, ૩ ઘણા મુલક શોધી વળ્યા, પણ નવ લાગી વાર; નિરાશ થઇ સૌ આવીયા, દેખાતા વિકાળ. ૪ નામ નિશાન જાણ્યું નહીં, તે કેમ આવે હાથ; નિરાશ થઇ બેઠા સહી, રાક્ષસ કેરી સાથ. ૫ ઠામઠેકાણું તેહં મળે, તો શોધી કહાડીએ ગામ; મારી મ્હોંમાં લાવીએ, પાછું ફુલ આ ઠામ. ૬ એમ કહીને કળકળ્યા, કોણ પુરૂષ એ સોળ; સૌનું મુખ ઉડી ગયું, કારણ ન કળે કોય. ૭ સહસ્ત્ર પરી શોધી વળી, મુલક અપાર; થાકીને આવી સૌ, બકાવળી જે ઠાર. ૮ કરજોડી કરી વિનતિ, જોયા પહાડને વન; વસ્તી જોઈ બીજી ઘણી, શું કહુ મુખે વચન. ૯ ગુલબકાવળી વિચારીયું, મારે કરવું એ કામ; ભેદ પ્રપંચ કર્યા વિના, કેમ પહોંચે એ હામ. ૧૦

ચોપાઇ—માનવ લોક જોઉં સર્વથી, તેનિ બુદ્ધિનો પારજ નથી; માટે જોઉં ત્યાંના લોક, કદાપી સમરો મનના શોક; આવું મન વિચારી કરી, ઉડી સમુદ્ર પરવરી; ઉત્તર દીશાનો જોયો દેશ, બદલી કરી પોતાનો વેશ; જોતી જોતી તે પછે ગઇ, તોએ ભાળ તો લાગી નહીં; અનેક વેશ પોતાના કરી. નગરી બધી જોતી ફરી; પશ્ચિમદેશ નિહાળે સર્વ, નિરાશ થઇ મુકયો મન ગર્વ; ત્યાંથકી નવ જડી ભાળ, પછી દક્ષિણ ઉતરી તત્કાળ; અનેક રૂપ કર્યા પ્રકાશ, જોયા દેશ આણી ઉલ્લાસ; બાગબગીચા મહેલ અવાસ, કોઈ સ્થાનક નવ પહોચી આશ; વાયુ રૂપ તેની શી વાર, લીધો દક્ષિણ

દેશનો પાર; નિરાશ થઇ ત્યાંથી પરવરી, પુર્વે ભણી તે તો સંચરી; બુદ્ધિ પોતાની કરે પ્રકાશ, જોવાને લાગી તે ચોપાસ; ઘણા દેશ જોયા સર્વથી, તોએ ભાળ કાંઇ જડતી નથી; ત્યારે મનમાં થઇ નિરાશ, અરે દૈવનથી પહોંચતી આશ; એમ કહિ ચાલી જેટલે, સીરકસ્તાન આવી તેટલે; જોવાને લાગી તે ગામ, ઘણી શોભા છે ઠામેઠામ; ઘેરઘેર વાગે ઢોલ મ્રદંગ, રાગ આલાપે નવલા રંગ; ખાનપાન થાય અપરંપાર, જોતાં અચરજ પામી નાર; ઘણા મુલક જોયા સર્વથી, પણ આવી ખુશાલી કંઇ નથી.

દોહરા—તે નગરમાં સંચરી, ધરી મરદની કાય; પુછવા લાગી લોકને, શો હરખ છે પુરમાંય. ૧ ઘેર ઘેર રંગ મચી રહ્યો, હરખે સહુનાં મન; વસ્ત્ર આભુષણ સર્વે સજ્યાં, શું છે દિવાળીનાં દન. ૨ એવાં વચન શ્રવણે સુણિ, બોલ્યા તે પુરના લોક; નિત દિવાળી આ દેશમાં, નથી કોઈને મન શોક. ૩ અમારા રાજાનાં નેત્ર ગયાં, નથી કાંઈ તેનો ઉપાય; હકીમ એક બોલ્યો અહીં, ભરી સભાની માંય. ૪ ગુલબંકાવળી પુષ્પ મળે સહી, અંજન કરે જો રાય; સો વરસનો અંધ હોય જો કદા, તરત દેખતો થાય. ૫ એવાં વચન તેનાં સુણી, ખોળ કરાવી અપાર; કાંઈ ભાળ લાગી નહિ, દીલગીર થયો તે રાય. ૬ એના પુત્ર છે ચારે પરાક્રમી, તેણે કરિ સલામ; જંગલ જંગલ તે ભમ્યા, લાવ્યા પુલ આઠામ. ૭ અંજન કીધું આંખમાં, થયો દેખતો રાય; ખાંપણ ટળિયું આંખનું, આનંદ અંગ ન માય. ૮ પૃથિવપતિ ઘણું રિઝિયો, બોલ્યો મુખે બોલ; એક વરસ લગિ સૌ મેહનિ, ખાવો પિવો કરો ક-

લોલ. ખજાના આપ્યા છે ૯ ગર્થના, જેને જોઇએ તે ખાય; નીત દિવાળી સર્વને, આનંદ અંગ ન માય. ૧૦ એવાં વચન તેનાં સુણી, હરખી બંકાવળી મન; ધનધન ભાગ્ય માહરૂં, ધન આજનો દીન. ૧૧ સફળ જન્મ મારો થયો, મળી નિશાની આ ગામ; ફુલતણો એ તસ્કર સહી, મુજને મળીયો આ ઠામ. ૧૨ પ્રસન્ન થઇ મનડા વિષે, ગઇ શહેરની બહાર; આગળ જળ છે નદીતણું, ઉતરીયા તેણે ઠાર. ૧૩ જળક્રીડા વિનતાએ કરી, શુદ્ધ કર્યું શરીર; અદભુત રૂપ કર્યું નરતણું, જાણે કોઈ બાવનવીર. ૧૪ દેવતાઇ વસ્ત્ર અંગે ધર્યાં, સજ્યાં ત્યાં સોળ, શણગાર મરાઠી પાત્ર મસ્તક ધરી, મુખે રાતાં તંબોળ. ૧૫ સ્વરૂપ પ્રકાસ્યું પોતાતણું, નરતણી કરી કાય; કોઇ દ્રષ્ટે જોઇ નવ શકે, ઝબકારે આંખ મીંચાય. ૧૬ કેડે કટારી વાંકડી, શોભે ધનુષ ને બાણ; શોભાથી આવી પુરવિષે, ચતુરા ચતુર સુજાણ. ૧૭

ચોપાઇ—જોઇને હરખ્યા સા લોક, જે દેખે તેના સમીયા શોક; ઘણી સકોમળ તેની કાય, સ્વરૂપે ચંદ્ર સુરજ જંખવાય; એવું કારમું કીધું રૂપ, જે દેખે તે હરખે ભુપ; નર નાખે મુકયા હંકાર, એ કોઈ દેવાંશી અવતાર; સ્ત્રી દેખી કામાતુર થાય. ધનધન એ નરની કાય; શોભાતણું એ છે સુખ, એવું રળીઆમણું શોભે મુખ; એમ મોહ પામ્યું બધું ગામ, ફરે છે પુરમાં ઠામોઠામ; જે દેખે તેનું મન ચળે, તેની પાછળ નરનારી ફળે; તે ખબર રાજસભામાં થઇ, તખતપર બેઠા તે તહીં; અરજ બંગીએ કરી સલામ, માંડી વાત કહી તે ઠામ; કોઇ પુરૂષ આવ્યો નગરીમાંય, તેની શોભા

કહી નવ જાય; જાણે ઈંદ્રાસનનો ભુપ, ધરી આવ્યો માનવનું રૂપ; તેની શોભા કહેવાતી નથી; તેનીસમાન કોઇ પૃથ્વીમાં નથી; ઘેલાં કીધાં કીધાં સૌ નરને નાર, જોવા મળી સૌ ઠારોઠાર; અરજ બંગીનાં સુણ્યાં વચન, જલદરાયનું હરખ્યું મન; તે પુરૂષને લાવો અહીં, એવી મુખથી વાણિ કહી; ઘણું સ્વરૂપ છે રૂડી કાય, જે ઇએ તેને લાવો આંય; વજીર મોકલ્યો તેણે ઠાર, માન દઇને લાવો આવાર; ઉઠયો વજીર નામીને શીશ, આવ્યો બજારભણી તે દીશ; કરી સલામને જોડયા હાથ, પછી વાત કરી તે સાથ; ધનભાગ્ય ધરતીનું સહી, તમ સરખો નર આવ્યો અહીં; પ્રસન્ન થયું છે બધું ગામ, ભલે પધાર્યા આણે ઠામ; રાજસભામાં ચાલો સહી, રાજા મળવા ઇચ્છે તહીં; મુજને મોકલ્યો તેડવા કાજ, સભામાં જ્યાં મહારાજ; દીન વચન વજીરનાં સુણી, બંકાવળીએ વાણી ભણી; શાને દીલગીર થાઓતમો ચાલો સભામાં આવું અમો; એમ કહીને ચાલ્યો તહિં વજીરતણી ઝાલી છે બાંહ; રાજસભામાં ઉભા જઇ જોતાં ખુશાલી સૌને થઇ; રાજાએ દિધાં સન્માન, મુખવાસ આપ્યાં બીડાં પાન; કોણ દેશ નિકળ્યા શા કામ; કોણ જાતને શું છે નામ, ત્યારે બંકાવળી બોલી તે ઠામ; મગધ શહેર અમારૂં ગામ. સોદાગરકેરૂં છું તન, પુષ્પસેન મુજ નામ રતન; ઉમેદવાર ચાકરીના સહી, દાણા પાણી ત્યાં રહેવું જઇ; સુણી વાતને હરખ્યો રાય, મારી પાસ રહો ભાઇ આંય.

દોહરા—જલદ મુખ એમ બોલીયો, ભાઇ રહી અમારે ઘેર; મનગમતો મહીનો લીયો, મોજ કરો બહુ પેર. ૧ મારી પાસે બેસી રહો, નવ કરવું હવે કામ; ખાઓ

પીઓ-સુખ ભોગવો, આવો આપ મુકામ. ૨ એવાં વચન સુણી રાયનાં, બંકાવળી રીઝી મન; રાજસભામાં નિતે રહું, કબુલ કર્યું વચન. ૩ ભાળ મળી મને ગામમાં, મળશે મારો ચોર; હિમત રાખીને રહું પુરૂષ થઇ આ ઠાર. ૪ નિશા પડી તેણે સમે, બેઠા સભામાં રાયઃ ચાર પુત્ર પેલા આવીયા, પડયા પિતાને પાય. ૫ ચુંબન દઇ ચાંપ્યાં રૂદે, બેસાડયા લઇ પાસ; સભા સૌ જોઇ રહી, પામી મન ઉલ્લાસ. ૬ ત્યારે બંકાવળી ઓચરી, ધનુષ્ય ધર્યું છે જે હાથ; કુષ્ણ પુરૂષ એ કોણતણા, કેમ આવ્યા આ ઠામ. ૭ ત્યારે સભા સૌ ઓચરી. એ રાજાજીનાં તન; ગુલબંકાવળી ફુલ લાવીયા, કર્યાં દીવ્ય લોચન. ૮ એવાં વચન શ્રવણે સુણી; જોયાં નરનાં મુખ; પરિક્ષા કરી તે નરતણી, પામી મનમાં દુઃખ. ૯ મુરખનો સરદાર એ, બુદ્ધિહીન અપાર; મુખ જોતાં કીંમત કરી, ક્ષણમાત્ર મોજાર. ૧૦ એ નરતણો શો આશરો, તે નર બાવન વીર; ધન છે તેની માતને, જેણે જોયું મુજ શરીર. ૧૧ તે નરતણા એ ચોર છે, દગો તે સાથે કીધ; ફુલ લીધું તે પાસથી, જશ જગતમાં લીધ. ૧૨ ભાળ તેની મળશે આંહી, એમ વિચાર્યું મન; પ્રભુજી આશા પુરશે, સમરથ જગજીવન. ૧૩

ચોપાઇ—એ વાતતો અહીંથી રહી, તાજલ મુખની શી ગત થઇ; ફુલ ન રહ્યું પોતાની પાસ, છેક થઇ બેઠો નિરાશ; મહેનત મારી મિથ્યા ગઇ, કિરતી જગમાં તેની થઇ; લાખી આવશે લઇને વહાણ, મુજ વિના તે તજશે પ્રાણ; બંને સ્ત્રીની હત્યા થશે, કેઇપેરે તે છુટશે મનમાં કર્યો વિચાર, ચાલ્યો ત્યાંથી રાજકુમાર; જે

રસ્તે ભાઈ ગયા હતા વહી, તે પગલે પગલે ચાલ્યો સહી; થોડા દિવસમાં ગયો તે ઠામ, સીરકરતાન છે પોતાનું ગામ; જોજન એક રહ્યું તેહ, ચતુર નરે વિચાર્યું એહ; જો કદાપી નગરમાં જાઉં, તો તો તરણાથી હલકો થાઉં; મારી વાત કોઈ માનશે નહિ, મુજને મારી નાંખશે સહી; પિતાતણે મન હું તો કાળ, નામ સુણતામાં મારા બેહાલ; મારૂં મ્હોં જોવાનું નથી, માટે ત્યાં જવાનો નહિ કદી; માટે ત્યાં જાઉં તે ફોક, એવો મનમાં પ્રગટયો શોક; નથી સુજતો એને એકે વિચાર, બેઠો જંગલમાં ગુણ ભંડાર; એક તરફ નદીનું નીર, એક તરફ ઝાડી ગંભીર; બેઠો કર કપાળે દઈ, અબોલા સાંભરી આવી તહીં; તેની કૃપાથી પામ્યો ફૂલ, વળી વાળ આપ્યોછે અમુલ; કદાપી શંકટ પડે શરીર, બાળજે ધુપ અગ્નિપર વીર; તરત આવીને કરવાની સહાય, વચન આપ્યું છે મુજ કરમાંય; તેને હું તોસમરૂ આજ, તેવિના નથી સરવાનું કાજ; એવું આપવિચાર્યું મન, વહી પ્રગટ કર્યો તે દન; કાઢયો વાળ નવ લાગીવાર, અગ્નિપર મુકયો તત્કાળ; આંચ લાગી તેને જેટલે, અબોલાએ જાણ્યું તેટલે; થયું તે વિનતાને જાણ, મારા પુત્ર પુત્રી દુઃખીયાં નિર્વાણ; તેણે વાળ મારો બાળયો સહી, તેની સુગંધ આવી અહિ; મારે કરવું તેનું કામ, સ્વારી કરી તે ઠામ, અઢાર હજાર રાક્ષસને લીધ, પોતે પંથ કર્યો તે સિધ; સુગંધ વાળની આતી તહી, તે દિશા ભણી વિનતા ગઈ; વાયુ રૂપ તેને શી વાર, આવી જ્યાં બેઠો રાજકુમાર.

દોહરા—અઢાર હજાર સાથે ઉતરી, જ્યાં બેઠો રાજકુમાર; પુત્ર કેમ સમરી મુને, શું છે દુઃખ આ ઠાર.

૧ આ જંગલમાં એકલા, તજી સજનનું સુખ; કેમએ કલાં આ વન વિષે; ને શું છે મનમાં. દુઃખ ૨ મેમુહા મારી દીકરી, તે તન મન મારૂં પ્રાણ; તેને મુકી વનમાં ભમો, સાચું બોલો સુજાણ. ૩ ત્યારે રાજકુંવર મુખ બોલીઓ; માતાજી સઘળું સુખ; વૈભવ નાના પ્રકારના, પણ એક વિત્યું દુઃખ. ૪ મેં તમને સમર્યાં માવડી, સમજણ પાડે મુજ; સમરતાં માત્રમાં આવીયાં ટાળવા મારૂં દુઃખ. ૫ હવે આશા પુરો માવડી, તોતો ભોગવીએ સુખ; એવાં દીન વચન તેનાં સુણી, દયા આવી ગઈ મુખ. ૬ એશું ઇચ્છા છે મન તાહરે, બોલ સત્ય વચન; માતાજી શું ઓચરૂં, બોલતાં આવે લાજ. ૭ તે દેવતાને દુર્લભ સહી, તે ક્યાંથી સરે મુજ કાજ; અબોલા મુખ ઓચરી, તજોની મન ચિંતાય ૮ જે કાંઇ ઇચ્છાછે મન વિષે, તે લાવી આપીશ રાય; લાજ તજી મુજને કહો, તો કામ તમારૂં થાય. ૯ ત્યારે રાજકુંવર મુખ બોલીઓ, ચરણે નામ્યું શીશ; ગુલબંકાવળી જેવો બાગ, કરવો છે આ દીશ. ૧૦ તેવો મહેલને તેવાં ચિત્ર, તેવો હોજને તેવાં ઝાડ; કરી આપો મુને માવડી, તો પહોંચે મનના લાડ. ૧૧ અબોલા ત્યાં વિસમે થઈ, એ થાય કેમ કામ; મેં બાગ જોયો નથી, નથી જોયો મહેલ મુકામ. ૧૩ દીઠા વિના કેમ હું કરૂં મહેલ બેઠક રચના બાગ; સળંગ પડાવી તમને દેખવ્યું, તે કેમ થાયે આ ઠામ. ૧૪ દીઠો હોય મેં દ્રષ્ટિએ તો કરતી તમારૂં કામ; વિશકરમા તેડાવીને, રચાવત ઉત્તમ ઠામ. ૧૫ માતાજી તમ કૃપાથકી, જોઇ આવ્યો તે બાગ; કહો તો લખી દેખાડીએ, કાગળમાં સૌ વાત.

ચોપાય—કાગળ દુવાત ત્યાં લીધી સહિ, ચીતરવા

ને બેઠો તહી; જે પ્રમાણે હતું તહીં, પટમાં ઉતારી દા-ખવ્યું તહીં; વૃક્ષ બાગ બગીચા સાર, સર્વે માંડી કર્યો વિસ્તાર; તેવારે અબોલા હરખી મન, એ પ્રમાણે ર-ચાવું તન; સેના સૌ પોતાતણી, તે સંગાથે વાણી ભ-ણી; મહેલ રચાવો આણે ઠામ, દેવ રચના દેવતાઈ કામ; વિશકરમાને તેડીશું ઘેર, સામાન સૌ લેઈ આવો પેર; હીરા ઝવેર મોતી ને લાલ, લાવો સ્થંભમાંહે પર-વાળ; સોના રૂપાના ઢગલા કરો, તે દિશા ભણી પરવ-રો; આરસપહાણ લાવો આ ઠાર, જે જોઈએ તે અપ-રંપાર; એમ હુકમ રાક્ષસને મળ્યા, દેશ દેશાંતર સૌ-એ પળ્યા; દેવરૂપ તેને શી વાર, જે માગે તે લાવે આ ઠાર; સોનું રૂપું મોતી ને લાલ, હીરા ઝવેર મણી પર-વાળ; જુદાજુદા ઢગલા કરો, એવો બોધ અબોલાએ કર્યો. વળી કહેતામાં દોડયા તેવાર, કરતાં કામ નવ લાગી વાર; કહ્યા પ્રમાણે કીધુ કામ, સન્મુખ આવીને કરી સલામ; ત્યારે અબોલા બોલી વાણ, એક વચન કરો પ્રમાણ; વીસકરમાને લાવો અહીં, એવી મુખથી વાણી કહી—ત્યારે એક રાક્ષસ ઉઠયો તહી, વિસકરમાને લાવ્યો સહી; તે રાક્ષસ સાથે પંથે પળ્યા, જઈને અબો-લાને મળ્યા; વિશકર્માએ કર્યો પ્રમાણ, શું ફરમાવો મજને કામ; ત્યારે અબોલા બોલી વચન, આ રાંજકું-વર છે મારો તન; એ કહે તેવો રચવો બાગ, સરોવર મહેલ કરો આ ઠામ; માણેક મોતી હીરા ને લાલ, ઢ-ગલા સર્વે દેખાડયા તે ઠાર; ઘટે તે મંગાવશુ અમો, જડીત કામ કરોની તમો; એવાં વચન અબોલાનાં સુ-ણી, વિશકરમાએ વાણી ભણી; મુજને નથી કાંઈ કર-તાં વાર, નિશાની કરો તે ઠાર; દેવતાનું વરદાન સુ-

જને સહી, એક રાતમાં કરશું અહિ; માટે જે વસ્તુ કરવી હોય, તેની નિશાની કરાવો સોય; તે પ્રમાણે થાશે કામ, મીણાકારી સુંદર ધામ.

દોહરા—રાજકુંવર મુખ બોલીયો, ગુલબંકાવળી બાગ; તેવી રચના કરવી સહી, હું તો જોઈ આવ્યો તે જાણ. ૧ નંકશો ઉતારી આપીઓ, હોલ બાગ અપાર; જે જે વસ્તુ દિઠી તહીં, તે તે ચીત્રી ચોપાસ. ૬ જયાં જેવી શોભા હતી. ત્યાં તેવો ભરીયો રંગ; પટમાં સર્વે ચિતર્યું, આણી મન ઉમંગ. ૩ જગમત જ્યોત ઝળકી રહી, એવું કર્યું માંહે કામ; પટ સોંપ્યો પોતે કર વિષે, વિશકરમા જેનું નામ. ૪ એ પ્રમાણે તમો કરો, મહેલ બાગ ને ઝાડ; મનોરથ પહોંચે મનતણા, પાળોની મુજ લાડ. ૫ દશ કોશ ફરતા સહી, કોટ કરો ચોપાસ; તેમ-ધ્યે રચના કરો, પહોંચે મનની આશ. ૬ એમ કહી ચાપ્યો કર વિષે, હરખ્યો જોઇને મન; એથી સવાયું થશે સહી, ધિરજ ધરો રાજન. ૮ એમ કહીને આપી-ઓ, રાજાએ તે ઠામ; નિશાન પાડી તેને સમે, રચવા માંડયું તે ધામ. ૮ દેવતાનું વરદાન, તેને શોંની વાર ધારીને જોયું પટમાં, રચવા માંડયો તે ઠામ. ૯ બાગ બગીચા ને વાડીઓ, બારી અટારી માળ; પુષ્પ ઝાડને વનસ્પતિએ, પટ પ્રમાણે રચ્યો ખ્યાલ. ૧૦ જે મુખ-થી બોલે સહી, તરત તેવું થાય; ઇંદ્રપુરીની રચના રચી, એક રાતની માંય. ૧૧ જળાહળ જ્યોત ઝળકી રહી, જાણે દીપકની જ્યોત; જાણે દિનકર ઉગીયો, એમ થઈ રહ્યો ઉદ્યોત. ૧૨ રજની વિતી તેણે સમે, થયું સંપુર્ણ કામ; અબોલા પાશે ગયા, કીધો દંડ પ્ર-ણામ. ૧૩ પટ પ્રમાણે સૌ કર્યું, ફુલ ઝાડ ને ધામ;

રજા આપો હવે મુજને, તો જાઉં મારે ગામ, ૧૪ અ-બોલા હરખી ઘણી, આપી તેને રજાય; વિશકરમા ત્યાંથી ગયા પોતાના પુરમાંય. ૧૫

ચોપાઈ—જોઇ બાગને હરખ્યું મન, રાજકુંવર તેડયો તે દન; તારા કારણ રચાવ્યો બાગ, વૈભવ માંડો આ ઠામ; ઇંદ્રપુરી પૃથ્વીપર કરી, જાણે સ્વર્ગપુરી આવી ઠરી, તેથી શોભા અદકી હોય, ઉપમા કહી શકે ન કોય; સાંભળ રાજકુંવર આ ઠાર, તારા ભાગ્ય તણો નહિ પાર; મ્રત્યુ લોકના માનવ સહી, કસા લેખામાં ગણીએ નહિ; તે તારે આધીન થઇ રહી, ફરમાવો તે કરીએ સહી; પુત્ર કરીને બોલી રહી, તે વચન પાળશું અહીં; ઘણું સેર માનવ સાથે જાણ, જોતાંવાર તે લઇએ પ્રાણ; તેને આધીન થઇને રહી, લખીત વાત તે મીટે નહિ; એ સૌ પરમેશ્વરનો ખ્યાલ, સુખ ભોગવો મારા બાળ; માતાજી પુત્ર તમારો સહી, આશા મારી પુરણ થઈ; એમ કહીને નામ્યું શીશ, અબોલા પ્રસન્ન થઇ તે દીસ; માથા ઉપર મુકયો હાથ, સુખ ભોગવો પ્રેમુદા સાથ; હીરા માણેક ઝવેર અપાર, અરધો અરધ રહ્યા તે ઠાર; સોના રૂપાનો પારજ નહિ, તે સર્વે બક્ષુ છે અહીં; લેઇ ભર્યા અખંડ તેના ભંડાર, ખાતાં ખુટે નહિ લગાર; અબોલા ત્યાંથી પરવરી, લશ્કર લઇને ઠામે ઠરી; રાજકુંવરને હર્ષ અપાર, ઘણી રચના જોઈ તેઠાર ગુલબંકાવળીથી બમણું ધામ, તેવી રચના હસે ઠામ; હવે બાળ લાખીની જાણ, આજકાલમાં આવશે વહાણ; દરિયા કિનારે ઉભો જઇ, વહાણ આવતાં દીઠાં તહીં; હરખ્યો મનમાં અપરંપાર, ગયો સામો તે રાજકુમાર; નજીક ઝાઝ આવ્યું જેટલે, લાખીએ નિરખ્યો

તેટલે; સ્વામી મલવાને આવ્યા સહી, ઘણી ખુશાલી મનમાં થઈ; મછવો મુકયો તેણીવાર, તે ઉપર બેઠી નાર રાજકુંવરની આવી પાસ, પહોંચી મનડા કેરી આશ; ચાકરનર ને સઘળી દાસ, ઉતર્યા સઘળા પોતાને આ વાસ; માલમતા ઉતારી લીધ, પાછાં વહાણ વિદાય કીધ; મોજકરે તે રાજકુમાર, જોઇ રચના ઘણું હરખી.

દોહરા—બન્ને નારી આણંદમાં, સજયા શોળ શણગાર; હાસ્ય વિનોદ કરે સહી, શોભાનો નહિ પાર. ૧ દાસદાસી ઘરમાં ઘણી, ફરેછે બાગ મોઝાર; એક ચાકર ઘરમાંથી નિકળ્યો, ગયો જંગલ બહાર. ૨ અરધો કોશ ચાલી ગયો, દીઠા માણસ દશ વીસ; નજર પડયા તેહને, કાષ્ટ ધર્યાં શીશ. ૩ રાજાનો ચાકર બોલીયો, તમે કોણ માણસ સાર; આ કાષ્ટ કયાં જઇ વેચશો. કોના નગર મોઝાર. ૪ ત્યારે સર્વે બોલીયા, સીરકસ્તાન હમારો મુકામ; પેટને અર્થે નિકળ્યા, વેચીશું તે ઠામ. ૫ તેવારે તે નર બોલીયો, ચાલો હમારે શહેર; કાષ્ટ વેચાવું તમતણા, દામ મળે સૌ પેર. ૬ તેવારે સા બોલીયા, આહીં તો નહી કાંઇ ગામ; એ રાન જંગલ તો સહી, નથી વસ્તીનું નામ. ૭ તે નર કહે વસ્તી સહી, અરધો કોસ છે ગામ; જુઠું સીદ બોલું અમો, નથી મળવાના દામ. ૮ અમણા પૈસા લાગશે, તમો આવોને મુજ સાથ; એ વેચીને થાઓ વાણીયા, લેજો પૈસા હાથ. ૯ સૌ જણ સાથે મળી, આવ્યાં તેણે ઠામ; તે શોભા કહેવાતી નથી, શોભા નૌતમ તે ગામ. ૧૦ અચરત થયા સૌ મન વિષે. આતે શું કહેવાય; હવે દીઠા માણસ આવતાં, ત્યારે મનનો સંદેહ જાય. ૧૧ એમ વાત કરતાં આવીયાં. રાજાજી મુકામ; હકીકત

સર્વે કહી, ધર્યાં કાષ્ઠ લેઇ ધામ. ૧૨ ગરીબ લોક અમે સહી, આપો મનગમતા દામ; એવું કહી છાના રહ્યા, હવે રાજા શું કરે કામ.૧૩

ચોપાઇ–એવાં વચન સેવકનાં સુણી, ખુશી થયો નગરનો ધણી; સો સો મહોર આપી તેણીવાર, ગરીબ જાણે કર્યો ઉપકાર; મુખથકી તેણે વાણી કહી, તમને ગમે તો રહોને અહીં; ખાઓ પીઓ કરો કુળ કાજ, જે જોઇએ તે લોની આજ; એવાં રાજાના સુણી વચન, ખુશી થયાં શૌકોનાં મન; તેનાં છૈયાં છોકરાં લાવી કરી, રહ્યા તે ઠેકાણે ઠરી; કોઇને મનઇ રાજાની નહિ, આવે તે વસે તહિં; પગ મેલવાને નથી કાંઇ ઠામ, એમ લોક મળ્યા તે ગામ. સીરકરતાન તો ભાગ્યું સહી લોક ઉચાળા લાવ્યા તહીં; કોટવાળ કરે નગરની રખવાળ, તેને કાને પડ્યો સવાલ; વજીરને તેણે જઇ કહ્યું, ઉત્પાત નગરમાં થયું; રૈયત બધી ઉચળી ગઈ. અડધિ નગરી ખાલી થઇ, તમારૂં શહેર તજીને જાય; ત્યારે તે બોલ્યા મુખ રાય, ત્યારે વજીરને આવી આશ કહેવા લાગ્યો બેસી પાસ; બોલ્યા પછી મુખે સર્વથી, એ વાત મનાતિ નથી; બાર ગાઉ ઉપર ઝાડી અપાર, વાઘ વરૂ ઘણા તે ઠાર; ત્યાં કોણે વસાવ્યું ગામ, દેવ રક્ષણ દેવતાઇ કામ; એતો અચરજ સરખું અહીં, જાઓ તમો જોવાને સહી; ત્યારે કોટવાળે વાણી કહી, નગર તમારે અંધેર છે સહી; કસી ખબર તમે રાખતા નથી, શહેર ઉજડ થશે સર્વથી.

દોહરા–કોટવાળ કહે વજીરને, તે ઉપર કહું દ્રષ્ટાંત; પ્રભુ ગત છે અવનવી, ભાગુ મનની ભ્રાંત. ૧ ઉત્તર દીશાનો એક રાજવી, સતવાદી અપાર; એકાશી

રાણી ઘર વિષે, રૂપતણો અંબાર. ૨ એક પુત્ર વિના ઘર વહિ, નથી તેને કોઈ તન; રાત દીવસ ઝુરે સહી, નારી સહિત રાજન. ૩ ઘણા દિવસ એમ વહી ગયા, એક વિનતાનું ભળીયું ભાગ્ય; ઉદર ગર્ભ તેને વાધીયો, વિનંતાને તે જાણ. ૪ પટરાણી તેને કરી, પામી ઘણું એક માન; પુરે મારો પદમણી, અવતર્યું સંતાન. ૫ પુત્રી તેને અવતરી, હરખ્યો રાજા મન; વાંઝીયા બાર ઉઘાડીયું, ધન્ય આજનો દન. ૬ રમાડે રાજા તેડી કરી, આણે અદકું હેત; પ્રિત અતી અંતરમાં, તનમન ધન સમેત. ૭ ઘણા દીવસ એમ વહી ગયા, ફરી ગર્ભવંતી થઈ નાર; તે પણ પુત્રી અવતરી, રાજાને દરબાર. ૮ એમ કરતાં પુત્રી છ થઈ, સાતમું ઓધાન છે નાર; રાજા મુખથી બોલીયો ક્રોધ કરી તે ઠાર. ૯ કદાપી પુત્રી આવશે દેઇશ ઝહાજા ઉપર સાન; ક્ષણએકમાં મારૂં સહી, તતક્ષણ કરીશ હાણ. ૧૦ પુત્ર જો કદી આવશે, તો ન્યાલ કરીશ ઓ નાર; તારે આધીન થઇને રહું, એમ બોલ્યો રાજા તેવાર. ૧૧ એમ કહીને તે પરવર્યો, રાજસભામાં રાય; રાણી દુઃખ ધરે ઘણું, કહેતાં કહ્યું નવ જાય. ૧૨ લખીત વાત થશે સહી એ નથી કોઇને હાથ; પ્રભુને ગમતું થશે, એમ વિચાર્યું તેણે મન સાથ. ૧૩ દશ માસ પુરા થયા, તોપણ આવી કન્યા; પુત્રની બુમ પાડી સહી, દાઈના આંગ્યા પાય. ૧૪ જીવ જીવતદાન કારણે, જુઠું બોલી તે નાર; તાર પછી શું નીપજ્યું; તે માંડી કહુ વિસ્તાર. ૧૫ રાણી દાઇ મનસુબો કરે તેનો કહુ વિસ્તાર; ૧૬ એમાંથી શું નીપજે, તે કહુ આણે ઠાર.

ચોપાઇ—રાણી દઇ મનસુબો કરે, પુત્રતણી વા-

ણી ઓચરે; વધામણી મોકલી રાજાની પાસ, આવી દોડતી સભામાં દાસી, રાણીજીએ જનમ્યો પુત્રરાજાજી વાદ્યુ ધરસુત્ર એવાં દાસીનાં સુણી વચન, રાજાનું ઘણુ હરખ્યુ મન. વેહેચ્યા ગોળ ધાણાને પાન; જાચક જનો દીધાં દાન; ધોળ મંગળને ગીત ગવાય; આનંદ સહુને અંગ ન માય. રાણીએ જોશી તેડયો તે જાણ; કરજોડીને લાગ્યાં પાય; ધરમતણા પીતા છો તમો જી-વતદાન બખસોને અમો રાજાજી કહીતી વાત; આવશે પુત્રી તો કરશું ઘાત; સહુ પરમેશ્વર કેરો ખ્યાલ શાતમી પણ જનમી છે બાળ. મારિ નાંખે મુને શર્વથી, વચન પોતાનુ લોપતા નથી; માટે જુઠી બોલુ છું વાત છે પુત્રી પુત્ર કેહેવો શાક્ષાત એમ કરી બચાવી છે ઘાત, તમ આગળ કહી સાચી વાત. તમારે ખોળે મુજ શીશ કહું તે કરો આ દિશ રાજ શભામાં જાશો ગુણ-વાન; રાજા દેશે શનમાન. કરાવશે જનમોત્રી તમ પાસ જનમોત્રી આણી ઉવાશ વખાણ અપરમપાર પછે વહેમ મુકજો તે ઠાર બાર વરશ સુધિ જોવું નહી મુખ તોતો રાજા થાશે સુખ; હવડાં મુખ જો જોશો શહિ તોતો ઘાત થવાની અહીં એમાં એકની થાશે ઘાત એ એટલી કેહેજો મુખથી વાત; માટે જીવતદાન અમને દી-જીએ; એટલુ કામ તમો કીજીએ. અમુલખ મોતીનો આપ્યો હાર. જોસી પ્રસન્ન થયો તેવાર. ત્યાર પછી રાજશભામાં જાય; રાજા ઉઠીને ઉભા થયા; પુજા કરી લાગ્યા પાય; ભલે પધાર્યા શભાની માંય જનમ અક્ષર કરોને અહીં. રાણીને પુછી મનથી કરયો વિચાર, શભા શહુ શાંભળે તે ઠાર, શકળ ગુણ સંપુરણ થશે ચઉદ વિદ્યા જશ જાજો હશે. બત્રીશ લખણો થસે વીર,

ધનુરવિધમાં થાશે ધીર; દશા રાહુમાં જનમ્યો બાળ તેનું ફળ કહુ તતકાળ. રાહુનું ફળ એવું છે સહી, બાર વરસલગી સુખ જોવું નહીં; કદાપી સુખ જોશો સહી, તેતો વિઘન થાશે અહીં.

દોહરો—બાર વરસ જોતાં જશે ઉતરી જશે દોશ પછે પુત્રનું સુખ ભોગવો, એવા જોસીએ જોયો જોશ. ૧ સ્ત્રીહત્યા રાજા કરે, પુત્રીની કરશે ઘાત; રાજા વચન લોપે નહીં, માટે એમ સમજાવી વાત. ૨ વચન શીર ચડાવીયુ, રાજાએ તે ઠામ; હરખ ઘણો થયો રાયને, કરે મન ગમતાં કામ. ૩ જે જોઇએ તે મોકલે. ખાન પાન શણગાર; પુત્રીકેરો પુત્ર કરી, રમાડે તે વાર. આ-ભુશણ પેહેરાવે નરતણા, પેહેરાવે પોશાક;બાર વરસ તો વહી ગયાં, એમ કરતાં તે જાણ. ૫ માગુ આવ્યું એ રાગનું, વિવાહ કર્યો તતકાળ; ખાંડુ આપીને મો-કલ્યુ, પરણવા તે બાળ. ૬ રાજસભામાં પરવર્યો પેહે-રી વસ્ત્ર શણગાર; જોઇ મોહ પામ્યા રાયજી. રીજ્યા અપરંમપાર. ૭ ન્યાય અન્યાય ચુકાવે ઘણા, તે લે ન્યાય અન્યાય; વળી અશ્વ બેસીને પરવર્યો, માગીયા રમવા જાય. ૮ કોઇ પાર પામે નહી, નર નિશ્ચે સહુને મન; તે ચતુરાને ચીંતા ઘણી, જુરે રાતને દિન, પેલી કાય મહારી થશે, વળી આવશે પરણીનાર; હાંસી થાશે જગતમાં ધિક ધિક મુજ અવતાર. ૧૦ મુજ માતાએ વિપરીત કરયું, કુળમાં લગાડી લાજ; હવે મરવુ પડશે માહરે કેઇ પેર સરશે કાજ. ૧૧ એકે વાત ન ઉકલે, શી થશે માહરી પેર;પરણી પ્રેમદા આવશે, થોડા દિવસમાં ઘેર. ૧૨ મહિમા માહરો સઉ જશે, પુરમાં થાશે વાત; વળી જોબન મારૂ ખીલશે, થાયે માહા ઉતપાત. ૧૩

મારે દેહ તજવી સહી, જીવ્યું તેતો ફોક, ફિરતી થાશે ચાર દેશમાં વળી હસશે પુરના લોક. ૧૪ માટે દેહ પાડી મરૂ, જઇ વન તમે જાર; કોઇ ખબર કહાડે નહી, કોઈ ન જાણે વાત. ૧૫

ચોપાઈ—એમ વિચાર્યું મન મોઝાર. અડધીરાતે થઇ તૈઆર; ઘોડા ઉપર બેસી કરી, તજ્યો દેશ પોતે સુંદરી. ઘણા દીવસ પંથે ચાલી સહી, અઘોરવનમાં વિનતા ગઇ; રાક્ષસ એક મોહોટો ગંભીર અશ્વ સહિત ગઇ તેને તીર. દીઠો અશ્વ હરખ્યો મન, આજ તો મળ્યુ મુજને ભોજન; એમ વિચાર કરે જેટલે, રાજકુવરી આવી તેટલે. દીઠો રાક્ષસ પડ્યો શરીર; વિનતા ઉભી તેને તીર; કયાંથી આવ્યો આણે ઠામ, નહીં આવે માનવનું નામ. આ અશ્વસુધાં તને ખાઉ, પેટભરી માર્ગ જાઉ; એવાં વચન રાક્ષસનાં સુણી, વિનતાએ વાણી ઓચરી, વચન બોલ્યા તે પાળો તમો. મરવા આવી છુંજી અમો; માટે કરડી ખાઓ હાડ, હુંતો માનુ તમારો પાહાડ. એવા બોલ વિનતાએ કહ્યા, રાક્ષસને મન આવી દયા; મરવા ઉપર રાજી મન શા દુઃખે મરો તમો. તે વિસ્તારીને કહો અહીં, ત્યાર પછી ખાવાનો સહી; કોઇને મરવુ વહાલુ નથી, કેમ મરવા આવ્યો સર્વથી, સાચી વાત જો નવ કહે મુને. તો ઇશ્વરની આણછે તુને; ત્યારે વિનતા બોલી તે જાણ, કરજોડીને લાગી પાય માહરા દુઃખતણો નહીં પાર, સંક્ષેપે કહુ વિસ્તાર; હુંતો રાજાની છઉં દીકરી મુજ માતાએ ચોરી કરી, પુત્રતણુ તેણે લીધું નામ, રાજસભામાં હરખ્યો તે ઠામ; પુરૂષનો વેશ રાખીને રહી કોઇએ વાત જાણી નહીં એમ કરતા વરસ થયાં તે બાર, માઠુ આ

વ્યુ સભા મોઝાર; ખાંડુ મોકલ્યું તેણીવાર, વળી ત્યાં તો સુંદર નાર. એ અંધેર મુજ માતાએ કર્યું તમ આગળ સાચુ ઓચરૂ; પરણી વિનતા આવશે ઘેર, ત્યારે શી થશે મારી પેર. પ્રફુલીત થાશે મારી કાય, તે કેમ રાખી મુજથી જાય; મોટી એબ લાગી છે શીશ, માટે ધસ્યા આવ્યા આ દીશ હાંસી થાશે અપરમપાર, શું મુખ દેખાડુ સંસાર; માટે મરવા આવી જાણ ઇશ્વર આણ સાચી વાણ. એવાં વચન અબળાનાં સુણી દયા આવી તેને મન ઘણી દધતે રૂપ તપેશ્વરીનું કર્યું અબળા સાથે એજ ઓચર્યું; એ વાત સાંભળજો તમો, સત બોલું છું અમો.

દોહરો—તપેશ્વરી પછે બોલીયો, વિનતા સુણજે કાન; બેસ મારી પાસે સહી, સાંભળ કહુ તે વાત. ૧ મહા તપના જોરથી, તને પુરૂષ કરૂ આ ઠાર; ઘેર જાઓ તમે સર્વથી, સુખે ભોગવો નાર. ૨ પુરૂષપણુ આપુ તુને, સ્ત્રી પણુ હુ લેઉ; મોજ કરો જઈ માનવી, જીવતદાન તો દઉં. ૩ સરત આપણે એટલી, એક આવે તન; પછે પાછું આપો મુને, તો સત્ય વચન. ૪ ઊપકાર હું તુજને કરૂ, પરમાર્થનું પુન્ય; હું તપેશ્વરી છું તપ કરૂ, મારે કાંઈ નથી તેની નુન્ય ૫ શિખામણ તુજને કહી. તે રાખજો ચીત મોઝાર; વચન એ પાળજો તમો, ને સાંભળજો આ ઠાર. ૬ તો એ અરસપરસ કરૂ, મારી વિદ્યાનો પશ્ચાતાપ; કામ થયા પછી આવજો, નહી તો દઈશ સરાપ. ૭ પ્રતિજ્ઞા કરો વાતમાં, તો હુ આપુ જાણ; બીજા કોઈ જાણે નહિ, એમ સિધ બોલ્યો વાણ. ૮ ત્યારે રાજકન્યા ચરણે નમી, ઘણી પ્રતિજ્ઞા કીધ; ઘણા સમ મુખે ઓચરી, સત્ય વચન દીધ. ૯ સુરજ ચદ્ર

બે સાખીઆ, સાખી રાખ્યા શ્રી રામ; એક પુત્ર થયા પછે, પાછુ આપુ આ ઠામ. ૧૦ ત્યારે તપેશ્વરી રીજીયો, ધરયું પ્રભુનું ધ્યાન: આશા પુરૂ એ નારની, હું કરૂં પરમાર્થ કામ. ૧૧ મારા તપના જોરથી, સફળ થજો એનો અર્થ; એનું સ્ત્રીપણું મુજને આવજો. એ થાજો પુરૂષ તરત. ૧૨ એમ આશા પુરૂ એહની, જ્યાં સુધી થાય ફરજન; સત સમપ્યુ તે ઘડી, કર વિષે તે દીન. ૧૩ ઉગ્ર તપ ઘણાં કર્યાં, તે પુનતણો પ્રતાપ; અરસપરસ ત્યાં થઇ ગયુ, અન્યો અન્ય એ આપ. ૧૪ નારિ ફીટી નર થયો, ચરણે નામ્યુ શીશ; સીધ કામ કરિ આપજો એમ સીધે દીધિ આશીશ. ૧૫ ત્યાંથકી ચાલ્યો પાવા ફરી ગયો પિતા અવાસ; પોતાની નારી તેડી સહી, કર્યો ભોગ વિલાસ. ૧૬ વરસ બાર એમ વહી ગયાં થઇ ગર્ભવંતી તે નાર; પુત્ર એક અવતર્યો, સુંદર રાજ કુમાર. ૧૭ પછી તે રાજાએ વિચારીયું, પાળુ મારૂ વચન; આશા મારીપુરણથઇ, ૧૮ સતવચન પાળુ સહી. જાઉ સીધના પાસ;આપુ પાછુ એહને,પ્રભુએપુરી આશ.

ચોપાઇ—હવે એ વાત અહીંથી રહી સિદ્ધ પુરૂશે શું કીધુ તહીં; જપતપ સહુ તેનું ગયુ, તેની પાસે કાંઇ નવ રહ્યું બુધિ ભ્રષ્ટ તે ઘેળા થઇ ઇશ્વર ઉપરથી આસ્તા ગઇ; રૂવેરૂવેથી વાપીયો કામ, વેહેવ્યાકુળ થયો તે કામ તેથકી નવ જાણ્યુ, તપ ધ્યાન હર સહુ તેનું. ગયુ; મદોનમત થઇ વનમાં ભમે, કોઇ પુરૂષ મળ્યો તે સમે તેની સાથે માંડયુ ઘરસુત, સ્વામી કરીને રાખ્યો ભુપ; હાશ વિનોદ કરે તે ઠાર, એમ ત્રણ વરસ થયાં તે ધામ. તે સિધને બાળક ત્રણજ થયાં, બે પુત્ર એક પુત્રી કહ્યાં ચોથી વળી ઉદર ગર્ભવાસ, એટલે

કુંવર આવ્યો તે પાસ. જઈ કરીને લાગ્યો પાય, દીન વચન બોલ્યો તે જાણ; મહરાજ એક થયો બાળ, પાછો આપવા આવ્યો તતકાળ સતવચન માહરૂં મિથ્યા થાય માટે આપવા આવ્યો આંઇ. તમારૂં તમને મુબારક સહી ઉપકાર કોઇનો ભુલીએ નહી; રાજકુંવર એમ બોલ્યો વાણ, પાછુ આપવા આવ્યો નિર્વાણ, ત્યારે સીધ પછી બોલ્યો વાણ, સાંભળ રાજા ચતુરસુજાણ કહા પી કરાયે ઉપકાર, પાછુ નવ લઇએ લગાર. વગર વિચાર્યું કર્યુંછે કામ, માટે ફળ ભોગવું આ ઠામ મેં કર્યું તેવું કરશો નહીં, કરશો તો દુખ પામશો સહી. આ પરવશ થઈ છે મારી કાય. મેતો નર ભોગવ્યા છે આંય ત્રણ બાળક રમેછે બહાર, ચોથું છે મુજ ગર્ભ મોઝાર પાછું લઇને હુ શુ કરૂં; ફાટયું પેટ તે કયાં જઇ ઠરૂં. માટે મે તો આપ્યુ તને, તે આપ્યુ તે બક્ષશુ તને એમ કહીને આપી રજાય, રાજકુંવર ત્યાંથી પંથે પળાય સજન સહોદર મળીઓ તહીં, એમ કોઇએ જાણિ નહીં; અકળગતી પ્રભુની સહિ, તેની માયાનો પારજ નહી. નાર હતી તે નર થઈ. નર હતો તે નારી થઈ; એ વાતતો પુરી થઈ, કોટવાળ વજીરને કહી માટે શેહેર ની તપાસજ લો, જશે શેહેર રાજાનેક હો; તેવી માયા રચી આ ઠામ. મોટું શહેરને ઉતમ ધામ લોક સર્વે રહ્યાં ત્યાં જઇ, એ વાતમાં સંદેહ નહી તે રીતે શેહેર તમારૂં જસે. માટે રહેજો ચોકશ પરમેશ્વરે રચો છે ખેલ, એ આગળ ઇંદ્રાસન સેહેલ; ત્યારે વજીરનું રીઝ્યું મન, કોટવાળ સાથે બોલ્યો વચન તમો નજરે જોઈ આવો અહીં, પક્કી ખબર કહાડોની સહી; પછે કરી એ રાજાને જાણ, એવું વજીર બોલ્યો તેવાણ.

દોહરો—કોટવાળ ત્યાંથી ઉઠીયો. થયો ઘોડે અસ્વાર છડી અસ્વારીએ પરવર્યો, જોવાને તે ઠાર. ૧ દિઠી રચના દુરથી, જાણે સુરજના અવાસ; જાણે દીનકર ઉગીયો, એવી જોત પ્રકાશ. ૨ જોતાં ભુખ ભાગી ગઈ ધન આં હીના લોક; ધન નગરના અધિપતી, સમિયા સઘળા શોક. ૩ લોકો જઇ કહ્યું રાયને, કોટવાળ આવ્યો આ-ઠામ; જે હુકમ હોય તે કીજીએ, વચન કરીયે પ્રમાણ ૪ બેસાડો રત્ન મહેલમાં, આગતા કરો જઇતાંય, એ-વાં વચન રાયનાં સુણી,કોટવાળની ઝાલી બાંય. ૫ રત્ન મેહેલમાં લઈ ગયા, મુખ આગળ મેલ્યાં પાન રકતમ-ણી સુવર્ણ માંજડી, જાણે શોળ કોટી ભાણ. ૬ કોટ વાલની વતી કેહવાતુ નથી, ચીતભરમ થયો તતકાળ જળાહળ જોત ઝળકી રહી, થઇ રહ્યું ઝાકઝમાળ. ૭ ફુવારા છુટે અતર ગુલાબના, બીજીશોનો નહીં પાર; સુગંધી નાના પ્રકારની, કહેતાં નવ આવે પાર. હવે રાજકુંવર ત્યાં આવીઆ, જાણે ઇદ્રપુરીનો રાય; કોટ-વાળ ઊઠી ચરણ નમ્યો, કરજોડી બેઉ ત્યાંહ. ૯ કુવર પ્રતે મુખ બોલીયો, સીરકસ્તાન અમારૂ ગામ; ત્યાં સ-તવાદી રાજા વશે, જલતસંગ તેનું નામ. ૧૦ તેણે મો કલીઓ મને કહેવાને એક વાત; રીશ ન કરશો મુજ ઉપરે, તે માંડીને કહુ ખ્યાત. ૧૧ કહ્યા પ્રમાણે હું કરૂં જોડીને બે હાથ; ત્યારે રાજકુવર બોલીઓ, સાચી કહે ને વાત. ૧૨ શું કહાવ્યુછે રાયજી, શી છે એમાં રિસ; જે કહેવડાવ્યુ તે તમે કહો. કરતા હમારા જગદીશ. ૧૩

ચોપાઇ—ત્યારે કોટવાલે જોડયા બે હાથ, બોલ્યા રાજકુંવરની સાથ; રમો છો દેવાંશી અવતાર એમ દેવ રચના દીઠિ આ ઠામ. શેહેર અમારૂ ઉજડ થયું, અહીં

આવીને વશિઆ સહુ. એક મેણુમાં બે તરવાર, કેમ રહેશે તે કરો વીચાર; અમે શેહેર સમિપે વસાયા તમે, કંઇ પેરે કરશું જી અમો. જુધ કરવુ હોય જો મન તો તૈયાર છે મારો રાજન; દગો કરવા આવ્યા આ ઠામ, એ વાતમાં રાજી નહીં રામ. એ વાતનો પ્રતીઉતર દીજીયે. પછે પંથ અમારો લીજીએ; ઇશ્વર આણ એ વેળા સહી સાચી વાત જો કહો નહી, લશ્કર નથી; જે ઇતુ કોઇનું રાજ, નથી લડવાનું મારે કાજ નથી તમ સાથે મારે વહેર, હું તો બેઠો છું મારે ઘેર; બેઠા ધ્યાન ઇશ્વરનું ધરૂ. સત્યવચન સાચુ ઓચરૂ. સત વચન પાળુ પાંસરો, સુખે રાજ તમારૂ કરો; ત્યારે હરખ્યો કોટવાળ મન, માગી શીખ ઉઠયો તે દન ગયો પાછો પોતાને ઠામ, વજીરને મળ્યો તે ઠામ; વાત વિસ્તારી સહુને કહી, જે જે વાત તે સાથે થઇ, સરોવરને સઘળુ છે ગામ, ઇણી સરખો રાજા તે ઠામ. મને ઘણી આબરૂ આપી સહી, સંતોષીને મોકલ્યો અહીં ત્યારે વજીરની થઈ નિશ્ચય, આવ્યો રાજસભાની માંય; દંડવત કરીને નામીયુ શીશ, પછે સુખ બોલ્યો તે દીશ. આપણા શેહર થી ત્રણ જોજન, ઘણી ઝાડી ભયાનક વન; ત્યાં તો વસાવ્યુ કોઇએ શેહેર, દેવ કામ દેવતાઈ મેહેલ ઇંદ્રાસન થી શોભા બહુ શું મુખે વિસ્તારી કહુ; આપણા લોક વસ્યા ત્યાં જઇ, અર્ધ નગરી ખાલી થઈ, કોટવાળને મોકલ્યો તે ઠામ, જઇને જોઇ આવ્યો બાગ; પુછી તાતને લાવ્યો પાર, તે પણ વાત કહુ આ ઠાર. વર્ણું રૂપ ને શોભા વિશાળ, છે કોઈ પરમેશ્વરની લાલ; કહે હું કાંઇ નડતો નથી. સુખે, રાજ કરો સર્વથી.

દોહરો—સુણી વચન વજીરના, અચરત પામ્યોરાય

સભા સહુ વિશમે થઇ એ કારણ શું કહેવાય. આપણા શહેરને પાદરે, કોણે વસાવ્યું ગામ; એવા બે સાથાનો કોણ છે, એમ રાજા બોલ્યો તે ઠામ. ૨ કોઇ સાચુ જુઠુ કહે, બેઠા સભાના લોક; રાજાને મન નિશ્ચે થયું, પ્રગટ્યો મનમાં શોક, ૩ વજીર વચન મીથ્યા નહી, નિશ્ચે સાચી વાત; રાજા ચિંતાતુર થયો, કેઇપેરે ભાગુ ભ્રાંત. માનવતણો નહિ આશરો, કોઇ દેવ દાનવનું કામ; દેવ રચના તેને રચી, કીધાં નૌતમ ધામ. ૫ કદાપી હું ત્યાં પરવરૂ, મળવા કારણ રાય; કેદ કરી રાખે સહી, તો હાસી થાય પુરમાંય. ૬ એમ વિચારિ મન વિષે, વજીર શું બોલ્યા વાણ; તમો ચર્ચા જુવો સહી, તમે જાતે ચતુર સુજાણ. ૭ એ દેવ દાનવ કે માનવી, લ્યોની જઇને પેર; દેવ રચનાં કોણે રચી, તે શું છે કારણ ઘેર. ૮ માટે તમે ત્યાં પરવરો, જુવો ચતુરાઇ ચાલ; કપટી હોય તો પાછા આવજો, નહીંતર કરજો વહાલ. ૯ મિત્રાઈ તે શું કીજીએ, કોઇ હોય ચતુર સુજાણ; કપટી હોય તો જુદ્ધ કીજીએ, એમ રાજા બોલ્યા વાણ. ૧૦ એવાં વચન સુણી રાયનાં, ઉઠ્યો વજીર તેણીવાર; છડી અસ્વારી પરવર્યો, જ્યાં સ્વર્ગપુરી તે ઠાર. ૧૧ દીઠી રચના દુરથી, ઉદેકાર ઉદ્યોત; પુર વિષે તે પરવર્યો. જુવે દીપકની જોત. ૧૨ બાગ બગીચા ને વનસ્પતી, મહેલ અટારી અવાસ; સુવર્ણમાં મણી જડ્યા, ઝળકી રહ્યા ચોપાસ. ૧૩ જોતો જોતો આવીયો, જ્યાં મોટા દરબાર; દીઠો વજીરને આવતો, શોભાનો નહીં પાર. ૧૩ અરજ કરી જ્યાં રાયને, વજીર આવ્યો આ ઠાર; સીરકસ્તાનના રાયનો, એમ કહીને કરી સલામ. ૧૫

ચોપાઇ—એવાં રાજકુંવરે સુણી વચન, પ્રસન્ન થઇ બોલ્યો તે દન; મોતીબાગમાં બેસાડો જઇ, હું મળવા ને આવું તહીં; આગતા સ્વાગતા કરો અપાર, પાન ફુલ મુકો તે ઠાર; એવાં વચન સેવકનાં સુણી, ગયો સામો વજીરની ભણી; કરજોડીને કર્યો જુહાર, બેસાડ્યો મોતીના બાગ મોજાર; પાનફુલ આપ્યાં મુખવાસ, સુગંધી મુકી છે ચોપાસ; અત્તરનો હોજ ભર્યોછે તહિ, ફુવારો જારી કીધો છે સહી; વજીર દિગમુઢ રહી ગયો, સામાં જોતાં અચરત થયો; ઠામે ઠામ મેદીના ઝાડ, એક મોતીનું નવ થાયે મુલ; એવાં કોટી મોતી ચોપાસ, દેવ રચના દેવતાઇ વાસ; માનવકેરૂં નથી એ કામ; શીવ વિષ્ણુ કે બ્રહ્માનુ કામ; એમ વિચાર કરે જેટલે, રાજકુંવર આવ્યો તેટલે; વજીર ઉઠીને લાગ્યો પાય, નીચે દેવતા એ કહેવાય; એવું રઢીયાળું દીઠું રૂપ, ઇંદ્ર સરીખો દીઠો ભુપ; ત્યારે વજીર કરજોડી રહ્યો, રાજકુંવરે બોલજ કહ્યો; કોણ દેશ ને શું છે નામ, શા અર્થે આવ્યા આ ઠામ; ત્યારે વજીરે કરી વિનતી, સીરકરતાનનો પ્રથ્વીપતિ; જલદસંગ રાજાનું નામ. તેનો મોકલ્યો આવ્યો આ ઠામ; વજીર તેનાં છીએ અમો, અરજ એક સાંભળોની તમો; આ દેવ રચના દેવતાઇ મહેલ, એ આગળ ઇંદ્રિસેન સહેલ; છો તમે ઇંદ્રાસનના ભુપ, ધરી આવ્યા માનવનું રૂપ; અમારા ગામનું પાદર સહી, નૌતમ રચના કરી અહીં, જોએ અનેક મન માને સહી, માટે મુને મોકલ્યો અહીં; કૃપા તમારી હશે સહી, તો તો નગર વસવાનું અહીં; નહીં તો કોઇ માણસની થાશે હાણ, વિપરીત વાત સાચી નીર્વાણ, કૃપા દ્રષ્ટી તમારી હોય, તો રાજા મળવા આવે સોય; એવાં

વચન વજીરે લહ્યાં, રાજકુંવરે બોલજ કહ્યાં; તમારા રાજાને કહેજો મુખ, શાને તમો ધરો છો દુઃખ; સુખે ભોગવો તમારૂં રાજ, શાને મનમાં કરો છો લાજ; ચિંતા ફીકર કાંઇ કરવી નહીં, સુખે રાજ ભોગવો અહીં; મળવા આવો સુખે તમો, એ વાતમાં રાજી અમો; ત્યારે કરજોડી કરી વિનતી, આઠમે દીવસે આવશે અધીપતી; એમ કહીને મંદીર જાય, પાછો આવ્યો જ્યાંહે રાય.

દોહરા—વીદાય કરી વજીરને, પોતે ગયો વિનતા પાસ; હશી વચન મુખ બોલીયો, આજ પહોચી મનની આશ. ૧ મુજ પિતા મળવા આવશે, જોઇશું અન્યો અન્ય મુખ; વિજોગના સંજોગ થશે, થશે માંહોમાંહે સુખ. ૨ ઓસીગણ થાઉં તાતને, સેવા કરૂં આ વાર; આગતાસ્વાગતા કરૂં, તો પામીશ જશ સંસાર. ૩ ત્યારે મેમુદા ઓચરી, સમરો અબોલા માત; જે જોઇએ તે આપશે, થાઓ ઓસીગણ તાત. ૪ એવાં વચન સુણી નારનાં, ધુપે વાળ લઇ નામ; તરત ખબર તેને થઇ આવી પહોચી તે ઠામ. ૫ મેમુદા લાખી બે સુંદરી, ત્રીજો રાજકુમાર; હાસ્ય વિનોદ કરે સહી, આવી પોતે ઠાર. ૬ મેમુદા ચરણે નમી, લાખી નમી તે સાથ; રાજકુંવર ચરણે નમીઓ, જોડી કરી બે હાથ. ૭ અબોલા રીઝી ઘણું, જોઇ નરનારીની જોડ; ઘણી પ્રસન્ન મનમાં થઇ, પહોચ્યા મનના કોડ. ૮ આ કોણ બીજી પ્રેમદા, કુવર કહે મુજ નાર; તે પણ જોઇ કરી બે હાથ અબોલા રીઝી ખોળામાં બેસાડીઆં, નરનારી બેઉ સાથ; હશી વચન મુખ ઓચરી, માથે ફેરવ્યો હાથ કેમ સમરી મુજને તમો, કેમ બાળ્યો મુજ વાર; શી ઇચ્છા છે મન વિષે, તે માગી લ્યો તત્કાળ. માતાજી આપો,

તમે, તે કાઇથી નવ અપાય; સ્વર્ગનાં સુખ ભોગવીએ અહીં, તો તમતણો મહીમાય. આ મેમુદા તમારી દિકરી, તેને મળવાનું થયું મન; સમરણ માત્રમાં આવ્યાં તમો, ધન ધન આજનો દન. માતાજી એક બીજી વીનતી, માત પિતા છે જેહ; તે જોવા આવે છે બાગને, તેથી આણંદ વરસો મેહ. ઘણે વરશે જોશું અમો, માતપિતાનું સુખ, વિજોગનાં સંજોગ થશે, જોઇશું અન્યો અન્ય મુખ: એની આજ્ઞા હું કરૂ, તો થાય જગતમાં નામ; અબોલા કહે ઇચ્છા હોય, તે આપુ આઠામ.

ચોપાઇ—માતાજી મળવા આવે પીતાય. તેને ઓશીંગલ આંહ્ય; બાર કોસ અહીંયાથી ગામ રચના કરવી બાહાર મુકામ એકેક કોશને છેટે સાર, તબુ તણાવો ઝાક ઝમાલ; રંગ બેરંગ જુજવી જાત, ભક્ષ ભોજન તેથી વિખ્યાત. બીછાના રંગબેરંગી સહી કીનખાબ મુખમલ સીવાય નહી; તે બાર કોશ લગી જાણ તે ઉપર ચાલી આવે રાજન. આબરૂ આપુ મુજ તાતને, છુઉ મેદવાર મળવા માતને; અબોલા ત્યારે હરખ્યાં મન, રાક્ષસને રજા આપી તે દન જરી તણા તંબુ જઇ કરો એકેક ગાઉને છેટે ધરો કીનખાપ મુખમલના સાર, જમીન ઉપર પાથરો નીરધાર તસુ જગા કાંઇ ખાલી નહી, જાઓ કરો તે વેગે જઇ; એવાં અબોલાનાં સુણી વચન, સજ થયાં સઉ રાક્ષસ જન. દેવતાઇ માયા મળી તેનેશીવાર, ધારી વસ્તુ કરે તે ઠાર; દેવ રચનાકરિ તે ઠામ કીધાં તંબુ નઉતમ ધામ. ખાનપાન ભરયાં તે જાગ્ય, આવીને લાગ્યા તે પાય; સીધ કામ કરી આવ્યા અમો, જે જે ફરમાવ્યુતું તમો. તેવા વચન રાક્ષસનાં સુણી, અબોલાયે મુખ વાણી ભણી; કહ્યાં પ્રમાણે કી

શુ તહીં, મળિ બેઠી અબોલા ગઇ. વળિ કદાપિ પડે જો કામ, તોતો સમરજો આણે ઠામ; એમ કહી અબોલા જાય, રાજકુંવરને હરખ ન માય. દેવ રચના માર ગમાં થઇ, એવી રચના નવ જાએ કહી; રંગી બેરંગી પાથરીઆં પાટ, શોભી રહી રસ્તાની વાટ લોક જોઇને આવ્યાં તહીં રાજકુંવરને વાત કહી; હવે વાત અહીંથી રહિ, વજીર ગયો ત્યાં શિગત થઇ. જઇ જદલ રાજાને પાય; સઘળી વાત કહી જ્યાં રાય; મેહેલ બાગ રાજાનું રૂપ ઇંદ્રપુરિ ઇંદ્રાસનનો ભુપ તે સીવાય કોઇ બીજું નહીં. તમને કહુ નિશ્ચે કરી અહિ; નથી તેને કોઇ સાથે વેર, આદરમાન આપે બહુ પેર સફળ જનમારો મહારો કરિ; તમ પાસે આવ્યો પાછો ફરિ; નીમક હલાલ કરવાને કાજ, નહીતર ત્યાં રહેત મહારાજ એવાં વચન વજીરનાં સુણી, સભા સઉ અચરત થઇ ઘણિ; રાજા રીજ્યો અતીશે કાય, આનંદ તેના મનમાં માય.

દોહરો—ગુલબંકાવળી પણ છે તહી, સભા તણે મોઝાર; તેણે વાત સહુ સાંભળી; કરવા લાગી વિચાર તે નરતો નિશ્ચે સહિ, મારા ફુલ તણો હરનાર; જોવી રચના મારે ત્યાં જઇ, એમ નિશ્ચે કરયુ તે ઠાર. ત્યાં જલદરાજા રિઝીયો, જોઇ મેહેલને બાગ; ધન ધન તે નરને સહી, જેણે રચના રચી અથાગ. વજીર વખાણુ કરે ઘણુ જોઇએ તેતો આ ઠાર; એમ સ્વારી તેયાર કરી ઘડી એક મોઝાર. એવાં વચન સુણી રાયનાં હલકારા દોડયા ચોપાસ; ઠામ ઠામ જાહેર કરયું, સેનાપતી જે વાસ. ઊમરાવ અમીર સરવે મળિ, થયા ઘોડેસ્વાર; હસ્તી સહિત ટોળે મળ્યા, રાજાને કરયો જુહાર. ચડી સ્વારીએ નિશરયા, માણુસ એક હજાર; રશાલો સહુ

પોતા તણું નીસરચો; શેહેરની બાહાર. અમીર સહુ પોતા તણા, વજીરને કોટવાળ; પુત્ર ચાર સહુ પરવ-રયા, જો કારણ તે ઠાર ગુલબંકાવળી મરદ સહી, તે-નું બહુ માકમ; રાજા ચાલ્યો જોમમાં, ઘોડા ઉપર અસ્વાર. પુત્ર ચારે મુખ આગળે, છત્રીશ વાજાં વાય; ઘણી શોભાથી પરવર્યો, જોવા કારણ રાય. રાજાને હરખ ઘણો, કયારે જોઉં એની કાય; ખેતર વા બે ત્રણ ચાલીયા, ત્યાં દીઠો નોતમ ધામ; બીછાના નાંખ્યા મુ-ખમલનાં, દીઠા તેણે ઠામ. તંબુ દિઠા જરી તણા, જા-ણે ઝળકે ભાણ. જરી મંજરી કસબીતણી, ઉદેકાર ઉ-ઘોત; જોઇ રચના વિસ્મે થયો, બીછાના અમુલ્ય છે જોત. તંબુતણી ઉપમા શી કહું, ઇંદ્રતણી સમતુલ્ય; હરખ ઘણો થયો રાયને, જોતામાં છે અમુલ્ય. વજીર પ્રતે વાણી કહી, તમે બાર કોશ પહોચો મુકામ; ત્યારે આ શોભા કોણે રચી, દેવપટ મુકામ. રચના ત્યાં નોતમ થઇ, અચરજ થયો વજીર; આ નૌતમ ખેલ નવો થયો, કાલે નહોતું આણે તીર.

ચોપાઇ—એમ કરતાં ચાલી આવ્યા પાસ, ચરણે આવી નમ્યા તે દાસ; કરજોડીને બોલ્યો તે દાસ, જલ-દરાજાને નમાવ્યું શીશ; આ વિશ્રામઠામ કર્યાં તમ કાજ, એ સ્થળે વીશ્રામ કરો મહારાજ; ઘડીએક ત્યાં સુખીયા થાઓ, પછી ત્યાં મળવાને જાઓ; આગતા સ્વાગતા તમારી કીજીએ, લહાવો લાભેણો લીજીએ; એમ કહિ લાગ્યા પાય, રાજા મનમાં અચરત થાય; અસ્વારી રાખી તે રાય, પોતે ગયા તંબુની માંય; શો-ભા જોતાં અચરત થયો, કહો ભાઇ આતે શું કહો; અ-ચરત પામ્યા સઘળા લોક, સમ્યા તેના મનમાં શોક

કુંવર કહે શું કહું કથી, શોભાનો તો પાર જ નહિ; સંક્ષેપે કર્યો વિસ્તાર, એથી શોભા બીજી અપાર; દેવતા સરખા ત્યાં વિસમે થાય, શો રચના જોઇ તે રાય; ખાનપાન મેવા ને ફુલ, સુગંધ બહેકી રહી છે અમુલ; જલદરાય બેઠા ત્યાં જઇ, જાણે ઇંદ્રની શોભા છે તહીં ચાર ઘડી ઠર્યા તે ઠાર, પછી સ્વારી કરી તૈયાર; ત્યાં આબરૂં મુજને દિધ, સફળ જન્મારો મારો કીધ; કયારે જોઇશું એનું મુખ, ધનધન એની માની કુખ; એમ કહીને નિસર્યા બહાર, સર્વ લુંટાવી દીધું તેવાર; મુખમલ બીછાના જરીના કામ, સર્વ લુંટાવ્યું તે ઠામ; રાંકલોક શો ન્યાલજ થયા, જલદરાજા શો વિસમે થયા; ઇંદ્રપુરી આશરે કામ, અનગલ બેઠા હશે દામ; ગણિતમાં કાંઇ આવે ન હ, કેમ લુંટાવી દીધું અહીં; ત્યારે ચાકરે જોડયા હાથ, અરજ કરી બોલ્યો તે સાથ; તમારે મન અમુલ સહી, મારા રાજાને વિસાતમાં નહિ; સોનું રૂપું ઝવેર ને લાલ, હીરા મોતીનો પરવાળ; સ્ફટીક મણી ને લીલામણી, જડીત મહેલની શોભા ઘણી; તેને મનથી તુણ માત્ર, તમ ઉપર કરૂં ખેરાત; એ હુકમ પ્રમાણે કીધું અમો, સુખે આગળ પધારો તમો; અચરત પામ્યા સર્વે જન, વળી આગળ ચાલ્યો રાજન; ઝળકારે ઝબકારો થાય, તેથી રાજા ઘણો અકળાય.

દોહરા—જલદરાજા અચરજ થયો, વળી આગળ ચાલ્યો જાય; એક કોશ વળી ચાલીયો, ત્યાં દીઠી વળી રચનાય. બમણું કામ પેલા થકી, બીછાના શુભ અમુલ્ય; તેનિ રચના શી કહું, સુરજ તે વળી સમતુલ્ય. જળહળ જોત ઝળકી રહી, ઘણાં ચીત્ર વિચીત્ર કામ; રાક્ષસ જાત સર્વે મળી, તેણે કીધા દંડવત પ્રણામ.

આગતા સ્વાગતા ઘણી કરી, દિધું ઘણું એક માન; અંબીલ ખેરાસ મેવા ફુલ, મેવા ફળને પાન. એક ઘડી તેમાં કરી, વળી ત્યાંથી નીસર્યા બહાર; તે પણ લુંટાવ્યું સહી, ઘડી નવ લાગી વાર. ત્યારે રાજા મુખથી બોલીયો, શું કરોછો આ કામ; મારા ખાવીંદના હુકમથી, તમપર ખેરાત આ કામ. કશી ગણત્રી એની નથી, નથી ખજાનાની ખોર, હીરા ઝવેરના ઢગલા બારણે, તેને શી વાતની ખોટ. એ હજુરી રાયના, નથી દીઠી તે રચનાય; લુંટાવી દીએ એક પલકમાં, તે જોઇને વીસ્મે થાય એ વાત કરે તહીં, આણંદ અંગ ન માય; તાજલમુખને ખબર થઈ, કે આવ્યા મુજ પિતાય.

ચોપાઈ—ઘણું પ્રસન થયા તે વાર, પોતે સ્વારી કરી તઇયાર; મળવાને સામા પરવરયા, હરખ ધરી પોતે સંચરયા. દિવ્ય વસ્ત્ર સજ્યા શણગાર; શોભા કેતા નવ આવે પાર; કામદેવ સરીખુ રૂપ. ઈંદ્રાદિ સરખો દિસે ભુપ. છડિ સ્વારીએ આવ્યો તહીં એક કોશ સામો પોતે સહી; તે જલદરાએ જાણી વાત, રૂંવે રૂંવેથી થયો રળીયાત ધન ધન મારે આજનો દન, પરમેશ્વર થયો પ્રસન; ઘેર બેઠે ગંગા મળી જેતામાં પાપ જાશે પર જળી. મારા પુન્ય તણો નહિ પાર, સામો મળવા આવ્યો આ ઠાર; એમ વિચાર કરે છે રાય રાજવર ઉભા છે ત્યાંય. જાણે બિજો દિનકર સુર; એવું ઝળકે મુખ પર નુર; સભા સરવે ઝાંખી થઇ, કોઇથી સામુ જોવાય નહિ જાણે ચિતરાંમણુ લખીયા ભીંત, એમ થઇ ગયાં સઉના ચિત; જલદરાજા ઉઠયો તેની વાર. અન્યોઅન્ય કર્યા જુહાર. પ્રેમ આલિંગન દઇને મળ્યા, દુઃખ હતાં તે સઘળાં ટળ્યા; રાજકુંવરે કરિ વિનતી, ભલે પધાર્યા

પૃથ્વીપતિ. ભલે પધરયા આણે ઠામ; પાવન કરો આ વી મુજ ધામ; શરણે આવ્યા તમારે આજ; પુરણ ભા ગ્ય અમારે કાજ. રાંક જાણી કરૂણા કીજીએ, જશમહી મા અમને દીજીએ; કરૂ સેવા હું રૂડી પેર, આજ પધા રો મારે ઘેર. શેના સહિત ચાલો મુજ સાથ; એમ કહી ને જોડયા હાથ; તેમ તેમ રાજા અચરત થાય; એ સાચુ કે ર પ્નુ કહેવાય. બંકાવલિ સરવે જુવેછે ખ્યાલ, તે પણ મનમાં થઇ ખુશાલ; એ નર સિવાય બીજો નહિ, જોઉ ચરચા શું થાય અહિં એમ જોઇ સઉ અચરજ થાય, ઊઠી ત્યાંથી સરવ સભાય; અસ્વારી થઇ તઇ-યાર આગળ રાજા પાછળ રાજકુમાર છત્રીસે વાજાં વાજે સહી, બીજી શોભા નવ જાએ કહિ; એ રીતે આ વ્યા પુર પાસ, જાણે શોભા સુરશ પ્રકાશ.

દોહરો-દીઠી રચના ત્યાં દેવની, ઉદેકાર ઉદ્યોત; જાણે કોટી સુરજ ઉદે થયો, જાણે જલ હલ જોત બાગ બગીચા રાવઠા, જાગા અટારિને માલ; કામ બધુ સો-ના તણુ. માંહે જડ્યા હિરાને લાલ. ઘર કોટન કાગરા સોના કેરિ તે ઠાર; દશ કોશની વસ્તી તહાં, તે શોભા અપરમપાર. વૃક્ષ ઝાડ ઝળકી રહ્યાં, સોના રૂપા કેરી વિશાલ; માણેક લાલ લિલામણિ, તે સારૂ ઝળકે લાલ. કવિ કહેશું વરણવું, દેવતાઈ સઘળુ કામ શી રચના તેની લખુ એ રચના એ ઠામ. દીગમુઢ સઘળા થઈ રહ્યા એ કારણ શું કહેવાય; અવતાર સફળ સઉના થયા એમ કહીને જોના જાય. જોતાં ચાલ્યા સહુ ગલિ કુંચીને બ-જાર. બાગ બગિચા રાવઠિ, આવ્યા મેહેલમાં તે ઠાર રાજકુંવરે હુકમ કર્યો, હીરાબાગ કરો તઈયાર; ઉતારો તેમાં રાયને, તેમાં શોભા અપરમપાર. જાણે કોટિદીપક

મજાળિઆ, જાણે ઝળકિ હિરાની જોત; બીજી રચના તેમાં ઘણી, ઉદેકાર ઉદ્યોત. જરીના બિછાના તકિઆ ત્યાં તેમાં પણ હીરાનાં કામ; બેસારીયા તેમાં રાયજી, જાણે ઇંદ્ર શોભા તે ઠામ. ફુવારા જારી કરયાં, ગુલાબ અત્તર જ્યાં; સેર ધારા છુટે તહીં, સુગંધ બહેકી રહી ત્યાં. બીજી ખુશબોનો પારજ નથી, તરેહ તરેહનાં તેલ; ભરી છાબ ત્યાં પુષ્પએ. થઇ રહી રંગની રેલ, ભક્ષ ભોજન મુકયાં ઘણાં, મેવા ફળ પકવાન, આગતા સ્વાગતા કીધી ઘણી, કરાવ્યા અમ્રત આહાર; રાગ રંગ પછે ત્યાં થયા, ગુણકા નાચે તે ઠાર. આણંદ સૌને અતી ઘણો, ખુશાલી સૌને અંગ; ગુલબંકાવળી મનમાં દુઃખ ધરે, તેનો કહુ મહીમાય.

ચોપાઇ—ગુલબંકાવળી ધરે છે દુઃખ, ઉતરી ગયું તેનું મુખ; એતે શું કારજ કીરતાર, મારી સઘળી રચના આ ઠાર; મહેલ બાગ બગીચા સહી, કોણ ઊંચ કી લાવ્યુ અહીં; મ્રતલોકમાં એ કેમ થયું, એવું દુઃખ કોણે મુજને કર્યું; એ રીધસિધ મારી સહી, કેમ કરીને આવી અહીં; મારે ફુલતણો એ નિશ્ચે ચોર, આ દુઃખ કેમ કરૂ ઘનઘોર; એ કઇ પ્રકારે આવ્યો અહીં, મુજને તો અચરજ સહી; એમ ઘણી દુઃખીઆરી તે થઇ, પછે પાંચ પરી તેડી તહીં; ગુપ્ત કરી તે સાથે વાત, આ તો મોટો થયો ઉત્પાત; સર્વ વસ્તુ આપણી આવી આંય, એતો કારણ શું કહેવાય; આ દેવતાકેરો કોઇ, આપણો દેશ થયો અલોપ; મતી ભંગ થઈ પડી આંય, નથી સુઝતો એકે ઉપાય; તમે જઇને જુવો તહીં, આપણી વાડી છે કે નહિ; ચાર ઘડીમાં લાવો તપાસ, પછી ફરી આણો આવો અવાસ; વચન વિનતાનું મસ્તક ધર્યું,

ગગનમાર્ગે પ્રવેશજ કરૂં; ઉડતી વિદ્યા તેને શી વાર, પવન પહેલાં જાએ તે ઠાર; એવો પરીતણો મહીમાય, ચાર ઘડીમાં પહોચી ત્યાંય; બંકાવળીનો છે જે ગામ, વળી સર્વે જ્યાં છે મુકામ; ફરી વળી તે ચારે પાસ, દીઠી રચના પહોચી આશ; રતિભાર કાંઇ ઓછું નથી. ધારીને જોયું સર્વથી; ત્યાં નિશાની પોતાની કરી, પછી ઉઠી ચાલી સુંદરી; ચાર ઘડીમાં આવી તે ઠાર; ગુલબંકાવળીને કર્યો જુહાર; આપણી વાડી મહેલને બાગ, સર્વે અનામત છે તે જાણ; આંહી અંતર નથી, એ નિશ્ચે વાત સર્વથી; એ પ્રભુતણી માયાનો નહિ પાર, કોઇ દેવતાએ રચ્યો આ ઠાર; એવાં વચન સુણી તે ઠાર, ત્યારે હરખ પામી અપરંપાર, ચર્ચા જોવા બેઠી તહી, હાસ્ય વિનોદ થાએ છે સહી; ઘણી ખુશાલી તેને મન, નચિંત થઇ બેઠા સૌ જન; રાજકુંવરે પછે કહાડી વાત. ભાગવા સૌના મનની બ્રાંત.

દોહરા—ત્યારે રાજકુંવર મુખ બોલીયો, સુણીએ રાયજી વાત; હકીકત તમારી કહો, ભાગે મન ઉચાટ. રાજરીતિ શી રીતે કરો છો, પ્રજાતણા પ્રતીપાળ; નારી ફરજન તમને સહી, તે કહો માંડીને વાત. પ્રધાન તમારો ડાહ્યો હશે, કોટવાળ હશે તેણીવાર; તે સર્વે કહો તમો, પછે અમે કહેશું અમ વાત; ત્યારે જલદસંગ પછે બોલીયો, સાંભળો રાયજી વાત; એ હકીકત માંડી કહું, ચિત્તમાં લાવો ખ્યાત.

ચોપાઇ—સુણો રાય ચતુરસુજાણ, ખાતરી વીણા છઇએ સનતાન; રાજ ચલાવું રૂડીપેર, ઘણી અલખત છે મારે ઘેર; પ્રધાન કોટવાળ છે રૂડી રીત; તે ઘણા ડાહ્યા છે ચિત્ત; ઘરમાં તરૂણી છે એક, તેને પુત્ર ચાર વી-

વેક; તે પુત્ર અમારા આગળ સહી, તેના ગુણનો પાર જ નહિ; કામ કહ્યું કરે છે તરત, નથી લાવતા મનમાં.

દોહરા—ત્યારે રાજકુંવર પછે બોલીઆ, કહી તમો એ સત્યજ વાત; ચાર પુત્ર તમો કહો, પણ મેં સાંભળ્યા પાંચ. તમો જે ચાર કહો છો સહી, તે અચરત સરખી વાત; પાંચમો પુત્ર કહો કયાં ગયો, સાચું કહો વિખ્યાત. જલદસંગ ત્યારે બોલીયો, સાંભળો રાયજી વાત; પાંચમાની વાત કહેવાની નથી, તેમાં ઘણો ઉત્પાત. જન્મ થયો તે પુત્રનો, જોશીએ કર્યો, વિચાર; આ પુત્રને જોતાં અંધ થશો, એ અચરત સરખી વાત; માટે દેશવટો દીધો એ પુત્રને, કહાડયો જંગલ મોઝાર; વજીર સાથે પરવર્યો, રક્ષા કારણ સાથ. ત્યારે રાજકુંવર પછી બોલીઓ, કેવું હતું તેનું રૂપ; નામ તેનું શું હતું, તે વિસ્તારી કહો ભુપ જલદસંગ ત્યારે બોલીઓ શું જાણું એનું નામ; વજીરને પછે તેડાઓ, સાચુ કહો આ કામ, તે વજીર આવી ઉભો સહી, કરજોડી કર્યો પ્રમાણ; શુ ફરમાવો છો રાયજી, એમ કહિને નમ્યો તે ઠામ. રાજકુંવરે પછી ઓળખ્યો, નિશ્ચે વજીર કહેવાય; એણે પાળી મોટો કર્યો, એ વાતમાં નહિ સંદેહ; ભણાવ્યો ગણાવ્યો છે મુને, કીધો ઘણો ઉપકાર; એમ વિચારી મન વિષે, પુછયું સભા મોઝાર. પાંચમો પુત્ર રાજાતણો, તે સોંપ્યો તમને જાણ; તેના નામ કળા ગુણ ચાતુરી, ધારીને કહો મંડાણ; પછે વજીરે માંડી કહ્યું, જે પુર્વે હતી વાત. તે સાંભળીને હરખાયા, ખુશી થયા સૌ સાથ; ત્યારે વજીર કહે સૌ સાંભળો કહું અચરજ એક વાત. પાંચમો પુત્ર જે હતો, તેત્રાછે આ રાજકુમાર; એ કાન્તી ચતુરાઇ તે તણી, રૂપ રાગને

રંગ; મે પરીક્ષા એની કરી, પાંચમો પુત્ર એ સંગ. મારા પુન્યથી ઓળખ્યો, સાચી કહું છું વાત. મહારાજ એ ખોટી કહો. વિસ્તારિ કહો વાત.

ચોપાઇ–નિશાની એધાણી સૌ મળી મળ્યા અન્યો અન્ય; પોતે રહી તમને મળવાને તેડે છે તહીં, વેગે કરિને ચાલો તહીં; એવાં વચન સેવકનાં સુણી, ખુશાલી વાધી મનમાં ઘણી; તે વિનતાતણું ઘણું દુખ જોવા ચાલ્યાં મા પુત્રનું સુખ; વધામણીમાં આપ્યા શણગાર, સુખપાલ ઉપર બેઠા તે ઠાર; માતા પુત્રને મળ્યાં તહીં, શોભા જોતાં દીગમુઢ થઇ; રાજકુંવર જઇ નમીયો પાય, હું તો પુત્ર તું મારી માય; દિઠું મુખ ને દુઃખ ગયું વિસરી, રૂદેનેથી રાજી ઠરી; માત પિતાને બીજા ભ્રાત, કરવા લાગ્યા તુજની વાત.

દોહરા–માત પિતા મુખ બોલીયા, કુળ તારણ તું તન; પરણાવીએ તુને પદમણી, વિનતા રૂપ રતન. સંસારતણું સુખ ભોગવે, ઘણું દુઃખ પામ્યા રાય; એમ કહીને રોઇ ઘણું, ભરે આંખ્ય તેની માય. અરે માતા જી ચિંતા તજો, બે પરણ્યો છું નાર; એતો દાસી તમ તણી, કહોતો લાવું આ ઠાર. અરે માત પિતા હરખ્યા ઘણું, જોવા ઇચ્છુછું મુખ; દીકરા દેખાડો વહુ મુજને, તો તો જાએ દુઃખ સંજન સૌ ટોળે મળી, એમ કહેછે વારંવાર; વહુ જોવા ઇચ્છે સૌ, તે દેખાડો આ ઠાર. રાજકુંવર ગયો મહેલમાં, જ્યાં વિનતાનો વાસ; ચરણે લાગી બેઉ કંચની, સન્મુખ ઉભી બેઉ પાસ. માત પિતા મુંજ પાસે આવીયા, મળવા કુટુંબ પરિવાર; તમને મળવા તેડે તહીં, માટે ચાલો બંને નાર. ચક નાંખીને બેસજો, નવ દેખાડશો કાય; ત્યારે તમને પુછશે

મારાં માત પિતાય. હોજ્ય પડદો શો મુજ આગળે, તમો ફરજંન થયાં આજ; ખોળે બેસો આવી કરી; મા બાપની શી લાજ. તેવારે તમે મુખ બોલજો, અમારો સફળ અવતાર; તમારા દરશનની ઇચ્છા ઘણી, ચરણે નમું આ ઠાર ગુલામ અમારા ચાર છે અહીં, તેને કેમ દેખાડું મુખ; એવું શીખવીને આવ્યા જ્યાં બેઠા માત પિતાય; સજી શણગાર આવ્યાં તહીં, મેમુના લાખી બે નાર; ચક નાંખ્યો ત્યાં દાસીએ, બેઠી પડદે બે નાર; ત્યારે રાજા રાણી બોલીયાં, તે વેળા તે ઠાર હાસ્ય વચન મુખ બોલીયા, શીદ ધરો છો લાજ; તમો પુત્ર સમાન છો, આવીને બેસો આજ. આ કુટુંબ મેળો છે સહી, નથી કોઇ અન્ય; માટે આવો નિરભે થઇ, એમ બોલ્યાં રાણી રાજન.

ચોપાઇ— ત્યારે દાશી બોલી તહીં, તમે કહ્યું, તેમાં સંદેહ નહિ; માત પિતાતણી શી લાજ, પણ એક અચરજ સંભળાવું આજ; ચારે પુત્ર તમારા સન્મુખ, તેને નહિ દેખાડું મુખ; મારા દેશમાં આવ્યા એહ, રમત રમવા આણી નેહ; હારજીતની પાડી હોડ, રમવા માંડુ તે ચારે કોડ; એ સરવશ હાર્યા મારે ધામ, છેલ્લી બાજી એ થયા ગુલામ; બાર વરશ મજુરી કરી, ચતુર વરને હું વરી; કરજોડી ઉભા મુજ પાસ, માગી રજા આણી ઉલ્લાસ; બાર વરસ ગયાં છે વહી, હવે રજા આપો ઘેર જઇએ સહી; જાણે દીધું જીવતદાન, લાચાર થઇ બોલ્યા એ વાણ; માત પિતાને મળીએ જઇ; કરજોડી એમ વાણી કહી; ઘણી વિનતી કરી પાછી, ગુલામી દાગ દીધા સહી, જંગા ઉપર દીધા સહી, એ વાતમાં સંદેહ નહિ; નહીતર બોલાવી પુછો તાત, પછે માનજો સાચી

વાત; જોઇને કહાડી મુકો તમો, તો તો આવી મળીએ અમો; એ વાતનું મોહું દુઃખ, ગુલામને કેમ દેખાડું મુખ; ઇશ્વરની આવી સાચી બાત, ના માનોતો જુઓ સાક્ષાત; અચરજ પામી સજનને તાત, આતો અચરજ સરખી વાત; તે ચારે જણ શરમીંદા થયા, નીચું જોઇને ત્યાં ઉભા રહ્યા; માનભંગ થયા તેવાર, નીચું જોઇને નિસર્યા બહાર; ભાગ્યો તેતણો હંકાર, પછી ચકથી નિસર્યાં બહાર; જાણે વિજળી ઉતરી આકાશ, તેથી રૂપ ઘણું પ્રકાશ; દેવરૂપ વેશ ધરી કરી, બંને નારી ત્યાંથી પરવરી; સાસુ સસરાને લાગી પાય, કરજોડી ઉભી તે જાગ; અમો દાસી તમારી આ ઠામ; જે ફરમાવો તે કરીયે કામ; રાણીએ કર મુકયો શીશ, અખંડશોભાગ દીધી આશીશ; પદ્મણી સ્ત્રીમાં કોણ માત્ર, ઘણી નાજુક ને ગોરૂં ગાત્ર; ત્રપત થયાં જોતામાં મન, ઘણી ખુશાલી દીઠી તે દન; રાજા રાણીએ આપી રજાય, રાજસભામાં જઇ બેઠા રાય; પાંચમા પુત્રને પાસે લેઇ, પછે મહેલમાં વિનતા ગઇ; શું વિત્યું ભાઈ તમારી કાયે, તે સૌ વિસ્તારીને કહો આંય; ત્યારે રાજકુંવરે વાત સઘળી તિહાંકીધ, રાજાએ સુણી સર્વ લીધ; વાત સાંભળી અચરજ થયા, પછે રાજાએ તે બોલજ કહ્યા; પછે ચાર પુત્રને બોલાવી કરી, ચતુરાઈ ભલી ત્યાં તને કરી; ન આપત ફુલ તો ઘાતજ થાત, ને તારે ઘસવા પડત હાથ.

દોહરા—હવે વચન કુવરનાં સુણી, અચરજ પામ્યા મન; ધનધન તારી બુદ્ધને, વળી પરમેશ્વર પ્રસન્ન, તેં નામ વધાર્યું પુર વિષે, ઓશીગણ શું થાઉં આજ; તેં દુઃખ વેઠયું કામ ઉપરે, તે ફુલ લાવ્યો મુજ કા-

જ. શાબાશ શાબાશ સૌ કહે, વરણ અઢારે લોક; મા-ગી રજાને પરવર્યા,સમીયા સૌના શોક. પછે જલદ રાજા બોલીયો, પુત્રની સાથે વચન; સીરફરતાન આવો તમો તો હરખે મારૂં મન. રાજપાટ આપું તમને, તેથી રહેશે મુજ નામ; માટે સાથે આવો અમો, એમ બોલ્યા તે ઠામ. ત્યારે રાજકુંવરે વિનતી કરી, એમકેમ થાએ કાજ; તમ છતાં અમે બેશીએ, તો થાય કુળને લાજ. નીત મળવાને આવશુ, ને રહેશું આણે ઠાર; એમ કહીને ચરણે નમ્યો, પિતાને રાજકુમાર. જલદ રીજ્યો અતિ ઘણું, પુત્રનાં સુણી વચન; રજા માગીને પરવર્યો, પુરવિષે ત્યાં રાજન. ત્યાં નિદોષ નિશાન ગડ-ગડે, ગગન વિષે ત્યાં જાય; પુર વળાવી પરવર્યો, આ-ણંદ અંગ ન માય. રાજપાટ રાજાજી કરે, કુંવર રહ્યા તે ઠાર; એ વાત રહી એટલે, વળી બંકાવળાં શું કરે વિચાર. ચર્યા તેણે સઘળાં જોઇ, લીધો સઘળો પાર; ધનધન છે એ નરને એમ મનમાં કરી વિચાર. એવાં પ્રાક્રમ જેણે કર્યાં, તે કરી ન શકે કોઇ મ્રત લોકનું માનવી, ઈંદ્ર સરખી કાય. ચતુરાઇનો કાંઇ પાર નથી, એવી જડી નથી જુગમાંય; વ્રત ભંગ મારૂં કર્યું, એને ઝાલ્યો મારો હાથ; વળી વીંટી મારી હરી ગયો, ધન ધન એની જાત. માટે એ નરને હું વરૂં, એવો નથી સંસાર: એમ વિચારી મન વિષે, કાગળ લખ્યો તે ઠાર વીંટી રાજકુંવરતણી, ઘાલી ગયો હતો જે હાથ; બંને વાનાં મોકલ્યાં, સંપેતરૂ પરની સાથ. આ આપી કરી આવો તમો, રાજકુંવર છે જ્યાંય; પ્રતિઉત્તર લખાવો કરો, આવજો હું છઉ ઇહાં.

ચોપાઇ—એમ કહી ચાલી તેણીવાર, જ્યાં પોતાનો

હતો કરાવ; જીવ રહ્યો રાજાની પાસ, કયારે પહોંચશે મનની આશ; દાસીને સોંપી ગઇ કામ, તો તે ગઇ રાજાને ધામ; વીંટી કાગળ આપ્યા તહીં, એકાંત જાગ બેઠા છે સહિ; અચરજ પામ્યો મન મોજાર, વીંટી દીઠી પોતાની તેવાર; ત્યારે ગુલબંકાવળી શાંભરી તહીં, તેના કરમાં ઘાલી તે લઇ; નખ શીખથી હરખું અંગ; મોહ પામ્યો થયો મન ભંગ; વીંટી જોઇને વ્યાકુળ થયો, તે વિનતા પ્રત્યે બોલજ કહ્યો; કોણે મોકલી તુજને નાર, કયાંથી કાગળ લાવી આ ઠાર; ત્યારે તેણે જોડયા હાથ, પ્રતિ ઉત્તર કર્યા તે સાથ; ગુલબંકાવળી પરિનું નામ, તેણે મોકલી આણે ઠામ; વીંટી નિશાની તમો લીજીએ, આ કાગળનો ઉત્તર દીજીએ. એવાં વચન વિનતાનાં સુણી, ખુશાલી વાધી મનમાં ઘણી; કાગળ લઇ હૃદયશું ધરી, વાંચવા માંડયો હેતજ કરી.

દોહરા—પ્રતિ ઉત્તર પાછો લખ્યો, તે સઘળી સાચી વાત; ફુલ લીધું તળાવથી, જોયો બાગ સાક્ષાત. સાતમે મહેલ હું તો ચડયો, ત્યાં દીઠી તમને નાર; પગથી તે શીખા સુધી, મેં શોભા જોઈ અપાર. નિદ્રાવશ તું તારૂણી, મેં નીરખી તારી કાય; મોહબાણ વાગ્યું સહી, મારા હૃદિઆ માંય. આશકનું ચાલે નહી, હાસ્ય કર્યું લગાર; દીલ નહી રાજી તેહનું, તો મારી નંખાવે તે ઠાર. કદાપી માશુક રીઝીએ, બક્ષશે તન મન ધન; નમી ચિત્ત આગળ ધરે, કરે તે મન પ્રશન્ન. આ પ્રમાણે એ વાતમાં નિશ્ચે કરૂં એ વાત; વીંટી બદલી મેં તજ્યો, તરત તમારો ઠાર. જો માશુક રીઝશે મનમાં, તો કરશે ભેહ અપાર; જમીન ફોડીને પરવરે, તે નવ ઠરે લગાર. એ વખત ત્યાં આવીયાં, વણી ચતુરાઇનું

કામ; હવે એ સંહેલું નથી, મુશ્કેલ છે આ કામ. કૃપા દ્રષ્ટિ હશે તમતણી, લખીત પહારથ હોય; તો તો મળશું એકઠા, તે કળી નહી શકે કોઇ; એમ લખીને પત્ર આપ્યું. તહીં, સમેદ પરીને હાથ; ગગને ઉડી ગઇ, ચાલી પોતાને સાથ. પછે બંકાવળી કને ગઇ, ચરણે નામ્યું શીશ; કાગળ મુખ આગળ ધર્યો, તે વેળા તે દીશ. પ્રસન્ન થઇ તે મનમાં ઘણી, ઉમેદ વાપ્યો; ઉકેલીને વાંચીઓ, હરખ ધરીને મન. પ્રતિ ઉત્તર વાંચી કરી, પ્રસન્ન થઇ ઘણી નાર; ધન્ય એ પુરૂષની ચાતુરી ધન ધન મુજ અવતાર. તે નરને તેડું અહીં, બત્રીશ લક્ષણ મુજ જોડ; પરણીને થાઉં પ્રેમદા, તો પહોંચે મનના કોડ. આશકનું ચાલે નહીં, માશુક આગળ લગાર; માટે વીંટી મુકી ગયો, ધન ધન રાજકુમાર. તેડાવું તે નરને, દશીક રૂપાળું મુખ; હવે જોવું એનું પારખું, તેડીને ભોગવીશ સુખ.

ચોપાઇ—એવું મન વિચારી કરી, સાહેલી સાથે વાણી ઓચરી; અબોલાને લાવો અહીં, તેથી કામ થવાનું સહી; સુણી વચન ગઇ તે દાસ, આવી અબોલા કેરી પાસ; મુખ થકી તેણે વાણી કહી, ગુલબંકાવળી તેડે છે તહીં; માટે ચાલો મારિ સાથ, એવી મુખથી કહી તે વાત; અબોલા ધ્રુજવા લાગી મન, કંઇ આવ્યું શીર વીઘન; મનમાં હીમત બહુ ધરી. ચાલી સાહેલી સાથે પરવરી; ગઇ બાગમાં વિનતા પાસ, એક અબોલાને બીજી દાસ; રૂદન કરતાં દીઠી નાર, મુખ ઉતરી ગયું તેવાર; શું દુઃખ તમને થયું છે માત, મુજને કહોને સાચી વાત; જે ફરમાવો તે કીજીએ, હુકમ તમારો શીર લીજીએ; શી વાતનું તમને દુઃખ, વિસ્તારીને

કહોને મુખ; ત્યારે બંકાવળીએ વાણી ઓચરી, તેં મુજને દુઃખીયારી કરી; હવે રૂવે રૂવેથી બળું છું અમો, તે વહની સળગાવી તમો; જમાત્ર કરીને રાખ્યો પાસ તે નરને લઇ આવો અવાસ; તનમન તે મ્હારા પ્રાણ તેને વિજોગે દુઃખીઆરી જાણ; તે નરની મુજને વહની થઇ, એમ બંકાવળી બોલી તહીં; ભોગવું તે નરની કાય, ત્યારે હૈડું શિતળ થાય; તે ઉપર જાય સઘળું દુઃખ, શું વિસ્તારીને કહીએ મુખ, દુઃખ તજો તમે મનથી આજ, લાવું ચાર ગડીમાં રાજ; એવું કહિ અબોલા ગઇ, મન વેગે જઇ ઉભી રહી; વાયુ રૂપ તેને શી વાર, [illegible] પરી ઉભી તે ઠાર; રાજકુંવરનું રાજ્યું મન, ચરણે નમી બોલ્યા વચન; માતાજી પધાર્યા તમો, પ્રસન્ન થયા છીએ અમો; ત્યારે હશી અબોલા બોલી વાણ, ખુશાલી લાવી ચતુરસુજાણ; પુર્વ જન્મનું તહારૂં પુન્ય, બંકાવળી તુજ ઉપર થઇ પ્રસન્ન; તનમનથી ભજેછે તુને, તેડવા કારણ મોકલી છે મુને; નેવનાં પાણી મોભે જશે, તે વિનતા તો તહારી થશે; રાજકુંવર તો થયો રળીયાત, એ તુજ પ્રતાપે મ્હારિ માત; ગગનમાર્ગે ચાલી ગઇ, ત્યાં તો વાત એક વિપરિત થઇ; તેની માતાએ જાણ્યું સહી, તે મળવાને આવી તહીં.

દોહરા—પુત્રી પાસે તે જઇ કરી, બોલી મુખથી વાણ; ધણા દિવસે તું દીકરી, કયાંથી આવી જાણ; સુનો બાગ તમારો થયો, મેં સાંભ એવી વાત; તે કારણ આવી અહીં, સાચી કહેને વાત. કયાં ગઇતી તું દીકરી, મુકીને આ ઠામ; લંછન લાગે કુલને; તેં કીધું એવું કામ. મ્રતલોકનું માનવી, તે ઉપર થઇ રળીયાત;

તું થઈ વ્રસ્તીમાં તારૂણી, મેં એવી સાંભળી વાત. કુળને કલંક લગાડવા; તું અવતરી મહારે પેટ; ધિક અવતાર તે તહારો, મહારૂં જણતર ઉઠયું વેઠ. આપણ અપચ્છરા ઈંદ્રની, ગાંધર્વલોક અવતાર; માનવ કશા લેખાંમાં નહીં, તે નવ કર્યો મન વિચાર. એમ કઠણ વચન ઘણાં કહ્યાં, તે સર્વે સાંભળ્યા કાન; હું તો કાંઇ નથી જાણતી, કોઇ પુરૂષની વાત. પછે મુખથી ઓચરી, માતાને દઇ માન; જુઠું આળ મુકો મને, તો હું કરીશ દેહની ઘાત. જીવને કરાર હતો નહીં, નવ ગમ્યું આહાર; રમવા કારણ પરવરી, સાહેલી સાથે બહાર. જુઠું તહોમત મુકો મને, એમ કહી ભર્યાં લોચન; ત્યારે સંદેહ ભાગ્યો મન તણો હરખી પોતે મન. એમ કરતાં નિશા પડી, રહી તે પુત્રી પાસ; અબોલા આવી તે સમે, તેને પાસે તેડી દાસ. મુખથકી તેને કહ્યું, લાવી રાજકુમાર; અરજ કરો જઇ માહરી, એમ કહે, વરાવ્યું તેદાર. ત્યારે સાનમાં સમજાવી કરી, આવ્યો મનનો માન્યો આહાર; બંકાવળીએ ઇસારત કરી, ઉતાર્યો બાગ મોજાર. એકાંતજગા છે સારી તહીં, શોભા કહી નવ જાય; ત્યાં મુકામ આપો રાયને, અબોલા થઇ વિદાય. એમ કરતાં રજની પહોર થઈ; સુતી તેની માત; બંકાવળી ઉઠી પછે, આણંદ અંગ ન માય.

ચોપાઇ—ઉમેદ વાધ્યો અપરંપાર, સજ્યા સોળ શણગાર; દીવ્ય વસ્ત્ર અંગ ઉપર ધરી, મદભરી ચાલી સુંદરી; તેના રૂપને કોણજ કળે, જાણે જ્યોત સુરજમાં ભળે; રાજકુંવર બેઠો ત્યાં સહી, રમઝમ કરતી આ તહીં; દ્રષ્ટે દ્રષ્ટિ મળી જેટલે, રાજકુંવર મોહ પામ્યો તેટલે; વાગ્યાં તેને મોહનાં બાણ, પડયા પૃથ્વી વશ

થઈને પ્રાણ; બંકાવળી ત્યાં અચરત થઇ, નારી રૂપથી શુદ્ધ ના રહી; ખોળામાં જઈ લીધું શીશ, વાયુ તે ઢોળે તે દીસ; અમરત દ્રષ્ટિ જુવે તે નાર, શિતળ થયાં પછે તેણીવાર; કામદેવ સરિખો દેહ, દીઠી એને ઉપજ્યો નેહ; જાણે ઈંદ્રતણો અવતાર, જોતાં અચરત થઈ તે નાર; દુઃખ સઘળું જોતામાં ગયું, વીહવલ મન વિનતાનું થયું; ખોળામાંથી ઉઠયો જેટલે, વિનતા ચરણે નમી તેટલે દ્રષ્ટે દ્રષ્ટિ અન્યો અન્ય મળી, ગયાં ચિત્ત બન્યોનાં ગળી; કહે બંકાવળી હસીને વચન, સાંભળો રાજવંશીના તન; ભલે પધાર્યા આણે ઠામ, હવે માન્યુ છે મારૂં મન; વીંટી મ્હારી બદલી સહી, તે દિવસની નિંદ્ર વની થઈ; અબોલાને મોકલી અમો, તે શોધીને લાવી તમો; મ્હારા હૈડાકેરા હાર, પરમેશ્વરથી અદકા આ ઠાર; અવર પુરૂષ બીજો સંસારમાં ભ્રાત સરખા નિરધાર; એમ કહીને કીધું હાસ્ય, ત્યારે કર ઝાલીને લીધી પાસ; બાથમાં ઘાલી તે હાર, ગંધર્વ વિવાહ કર્યો તેવાર; પછે એક એકના પ્રેમ ભર્યા સહી, ચુંબનવિનોદ કરે છે તહીં; એક એકનું મનડું ગયું છે ગળી, પહેલાથી બેઉના મનની આશા ભોગવિલાસ કરે નરનાર, સુખ પામ્યાં બન્ને તે ઠાર; સુખ સેજા ઉપર સુતાં બેઉ સાથ, એક એકને ઝાલી ભુજ બાથ; નિંદ્રા વશ કાયા બેઉની થઈ, તનતણી શુદ્ધ નાવ રહી; મધ્ય નિશા ગઈ છે રાત, જાગી ઉઠી તેની માત; પુષ્પ વિમ ળપે નિકળી બાહાર, આવી સુતાં જ્યાં નર ને નાર; દ્રષ્ટે જોયું સુતાં નરને નાર, કાળજું દાઝયું અપરંપાર; પછે મન વિચારી કરી, ત્યાં શું કરે છે સુંદરી.

દોહરા—દ્રષ્ટે દીઠો માનવી, સુતો પુત્રીની સંગ; દ્ર-

છે દેખી નવ શકે, જ્વાળા લાગી અંગ. ઝાલી પગને ખેંચીઓ, ઉડાડી દીધો આકાશ; જાણે ગોફણ ફેરવ્યો, તે રીતે તે ઠાર. બંકાવળીને ઝાલી તહીં; માર્યા તમાચા દશ વીશ; લઇ ચાલી પોતાના શહેરમાં, સ્વર્ગપુરી તે દીસ. ગાંધરવ નામે પિતા સહી, પોતાનો ભરથાર; હકીકત માંડી કહી, પુત્રીની તેણીવાર. ક્રોધ કર્યો કાયા વિષે, કેદ કરી તે ઠાર; કેદમાં રાખી કામની, પણ નરનું નવ મુકે નામ. વડીપલક ના વીસરે. ઝુરે રાતને દન; અન્ન જળ નિંદ્રા તજી, કરે ઘણું કલપાત. હોલે દીલ તેનું થયું, તજીયાં સઘળાં સુખ; રાજકુંવર નવ વિસરે, લેહે લાગી તે મુખ. શોળે શણગાર તેણે સજ્યા, વિલાપ કરે અપાર; બેહોશ થઇ અવની પડી વળી મુખે કરે પોકાર. દાસીએ જાહેર કર્યું, તેના દુઃખની વાત; તે નરના વિજોગથી, કરે છે દેહની ઘાત. ખાન પાન સર્વે તજી, રૂદન કરે છે અપરંપાર; ત્યારે માતપિતા ઘણું કોપીયાં, બેડી જડી પગ મોઝાર. ગળામાં તોગ ઘાલ્યું વળી, બાંધી થંભ સુજાણ; કુળને કલંક લગાડીયું, ધિક ધિક જીવતર નિર્વાણ. ધીક્કાર પડયો તુજ રૂપને, ધીક્કાર પડયો તુજ અવતાર, ધીક્કાર તુજ ચાતુરી, તેતો કુળ બોળીયું આ ઠાર. નફટ થઈ નથી લાજતી, હજી તે વાતનો ખ્યાલ; હત્યા ભાગી નવ ડરૂ આણીશ તારો કાળ. ડહાપણ રૂપ તે ચાતુરી ઠી આગ; કેમ નવ મુઈ તું દીકરી, લજાવ્યું એમ કહીને કેદ કરી, નવ ચાલ્યું તે નાર; કુંવરને નાખીયો, તેનો કહું વિસ્તાર.

ચોપાઇ-ક્રોધ કરી ફેંકયો તે વાર, જાણે ગોફણ વી તેણીવાર; સમુદ્રમધ્યે પડીયો જઈ, ગયો ત્રણ

જન ત્યાંથી સહી; પ્રભુની માયા અપરંપાર, બચાવી લીધો તેણીવાર; આવરદાની દોરી લાંબી સહી, તે કોઇથી તોડાયે નહીં; સમુદ્રે છોળ મારી તે ઠાર, કાઢી નાંખ્યો જળએ બહાર; સવાપહોરે થયો સાવધાન, આંખ ઉઘાડી જોયું તે ઠાર; જુવે તો હરિઆનાં નીર, એક તરફ ઝાડી ગંભીર; વિચાર્યું પોતાને મન, લખીત વાત થઇ તે દીન; હવે આશા જીવ્યા તણી નથી, એમ વિચાર્યું મનમાં કથી; કર્મે કીધું ભોગવશે દેહ, એ વાતમાં નહીં સંદેહ; એમ મનમાં વિચારી કરી, ત્યાંથી ચાલ્યો હિમત ધરી; એક કોસ ગયો જેટલે, વાડી એક દીઠી તેટલે; ઘણી ખુશાલી મનમાં થઇ, અમ્રત ફળ વદીઠાં તહીં; એમ વિચારી પેઠો તે માંહે, અચરજ સરખું દીઠું તાંહે; જાણે માણસકેરાં શીશ, એવાં ફળ દીઠાં તે દીશ; હસવા લાગ્યાં અપરંપાર, તુટી પડયાં ધરતી મોઝાર; વજ્રથી કઠણ કીધું મન, હિમત રાખીને રાજન; મારી ઠોકરને ચાલ્યો જાય, હિમત રાખી મનડામાંય; વળી કોસ મુકી તે જાય, ત્યાં દીઠો એક બીજો બાગ; ઘડા જેવડાં દીઠાં અનાર, તેની શોભાનો નહીં પાર; ફળ મધ્યે અનારનાં ઝાડ, બીજી ઝાડી ભાર અરાડ; રાજકુંવરનું હરખ્યું મન, એક ફળ તોડયું તે દીન; ચીર્યું ફળ ત્યાં તેણીવાર, નીકળ્યાં જનાવર અ[illegible]ાર; ઉડવાને લાગ્યાં ચોપાસ, ત્યાં શોભા તણો [illegible]મા તણો કાંઇ પારજ નથી, ફુલે ફુલે શું [illegible] શીતળ નીર સરોવર સાર. અમ્રત સરખું [illegible]; આસપાસ દરીઆનાં નીર, તે મધ્યે રચના [illegible] તીર; પીધું નીર ફળ ખાધાં લઇ, પછે મનથી [illegible] તહીં.

દોહરા—ફળ જળ મળ્યાં સહી, સુખ પામ્યો તે રાય, કુદરતનો ખેલ દીઠા સહી, અકળીત કળ્યો નવ જાય. ચારે દિશાએ દરિઆનાં નીર. નવ જવાનો ઠાર; કયારે પૃથ્વિ દેખશું, કયારે આવશે દુઃખનો પાર. વહાણ તણો રસ્તો નથી, એ અલોકીક છે ઠાર; માટે હિમત હારવી નહિ, એમ મન કીધ વિચાર. જ્યાં કાષ્ટ પડયાં છે અતી ઘણાં, ત્રાપો બાંધ્યો ત્યાંય; મુકયો સમુદ્રમાં તેહને જેમ, હરી કરે તેમ થાય. એકવાર મરણું સહી લખીત હશે તે થાય; આવરદા હશે સહી, તો તો પામીશું પાર. એમ કહી બેઠો સહી, અંદેશો કરતો જાય; પડયો તે છોળમાં જઇ, ત્રાપો તેણીવાર. મડાગાંઠ જઇ વળગી પડયો, હાથો તે અરણવ માંહે; દરીયાએ છોળ મારી કરી, કાઢી નાંખ્યો પેલે પાર. રેત ઉપર ઠરિઓ જઇ, એ કુંવર તેણેઠાર; શાતા થઇ ચાલીઓ, હીમત રાખી તેવાર. નિશા પડી તેને શમે, મહા ભયાનક વન; વાઘ વરૂ ઘણાં તહીં, શબ્દ કરે ચોપાસ. ઘણી ઝાડી વિકટ તહીં, અનેક જનાવરનો વાસ. તે ઠામે ધીરજ નવ રહી, ધ્રુજવા લાગ્યાં હાડ; ચતુરે કીધી ચાતુરી, ચડી બેઠો એક ઝાડ. મધનિશા એમ કરતાં ગઇ થયું અજવાળું ઉદ્યોત; જાણે દિવસ ઉગીઓ, ભાનુકેરી જ્યોત. રાય તો અચરત પામીયો, એટલે દીઠો એક નાગ; તેને માથે મણી સહી, ઉજાસ થયો તે જાગ. ત્યાં એક ઝાડ હેઠળ આવી ઠર્યો, મુકયું મણી તે ઠાર, પછે ચારો કરવા પરવર્યો, ભક્ષતણો કરવા આહાર.

ચોપાઇ—ભક્ષતણો તેણે કીધો અહાર, ત્રપ્ત થયો તેવાર; પાછો ફરીને આવ્યો સહી, જ્યાં મણી મુકયું તું તહીં; પાછું ચડાવી લીધું શીશ, સઘ કામ આવ્યા

તે દિસ; મણીના તેજથી મચ્છ નાશી જાય, માટે મ-
ણી મુકીને જાય; રાજકુંવરે જોયા તે ખેલ, એમ કુ-
રતાં થયો પ્રાતઃકાળ; કંદમુળનો કીધો આહાર, પાછો
ચડી બેઠો તે ઠાર; પછે કાદવનો એક પીંડો કરી, જઇ
બેઠો તે ઝાડે ચડી; વિત્યો દિન ને રજની પડી, આવી
નાગ પહોચ્યો તે ઘડી, મધ્યનિશાની વેળા થઇ, તે સમે
નાગ આવ્યો તહીં; જાણે સુરજ થયો પ્રકાશ, આવ્યો
તે વ્રક્ષની પાસ; મુકયું મણી નવ લાગી વાર, ચાલ્યો
મચ્છનો કરવા આહાર; દરિઆ કાંઠે પહોંચ્યો જેટલે,
ઉપરથી કાદવ નાંખ્યો તેટલે; મણી હતું તે ઢંકાઇ ગ-
યું, અંધકાર તે વેળા થયું; તતિભંગ ને નાગની થઇ
પડી ફાળ સુધી ન રહી, આંખે અંધ થયો તેણીવાર,
મણી વિના ન સુજે લગાર; પછાડા મારે ક્રોધજ કરી
ગયા પ્રાણ તેના નિસરી; એમ કરતાં તે રજની ગઈ,
નાગ પાછો તો આવ્યો નહિ; રાજકુંવરે કર્યો વિચાર,
હેઠો ઉતર્યો તેણીવાર; મતીકા ખાણીને કહાડયું મણી,
તે તણી શોભા છે ઘણી; જતન કરીને બાંધી લીધ, ત્યાં
થી પંથ કર્યો સિદ્ધ; કોશ એક તે ચાલ્યો વહી, નાગ
મુએલો દીઠો તહીં; ગુણ ઓશીગલ તેને થાઉં, એની
દેહને દાઘ દઇને જાઉં; એમ વિચાર્યું તે ઠાર, ઘાસતણો
કીધો અંબાર; તે મધ્યે ધરીઓ નાગ, રાજકુંવરે પછે
દીધો દાવ; ત્યાર પછી તે ચાલ્યો વીર. મન મધ્યે રાખી
બહુ ધીર; એક તરફ ઝાડી ગંભીર. એક તરફ દરી-
આનુ નીર; પહાડ પર્વત ઘણી ગુફાય, જળ જોળ ઘણી
છે ત્યાંય; તે મધ્યે ઉતરે ને ચડે, મરણ થકી તેતો નવ
ડરે; અજગર દેતા મહોટી ફાળ, ઘણું ભયાનક વન
જાણ; કાયર નર તો છાંડે માણ, તે મધ્યે તો ચા-

લ્યો. જાય, વજ્ર કલેજુ કરીને રાય.

દોહરો–નિશા પડી તેને સમે, હીમત નવ રહી મન; વિશ્રામ કર્યો જઇ ઝાડપર, તેણે સમે રાજન. તે ઉપર માળો હતો, એક મેનાનો સાર; બચ્ચાં ચાર છે તેહમાં, પાંચમી મેના નાર તે જનાવર નથી જાણતાં જે ઉપર છે માનવી જન; ઘડીકા એક એમ રજની થઇ, ત્યારે બચ્ચાં બોલ્યાં વચન. માતાજી કહો કાંઇ વાર્તા વાકેફ કરોની આજ, હવે અમે મોટાં થયાં, જાશું ચરવા કાજ. આ જંગલની વાર્તા, માંડીને કહો વાત; કઇ દીશાએ જઇએ અમો, ચરવા કારણ માત. એવાં વચન પુત્રનાં સુણી, મનમાં થઇ રળીઆત; પ્રસન્ન થઇ તે ઓચરી, પુત્રોની સાથે વાત. ઉત્તર દીશા ભણી પહાડ છે, ઇહાંથી એક જોજન; હિરાતણો એહે સહી, તે ઉપર એક સરોવર સાર. તેની પાસે એક ઝાડ છે, તેના ગુણનો નહિ પાર; તમ આગળ તે હું કહું, ઝાડ તણો ગુણ સાર. સાંભળ સુત હેતે કરી, માંડીને કહું આંય; પ્રથમ ગુણ કહું પાંદડાં તણો, વાગ્યા હોય શરીરે ઘાય. પાંદડાં તે ઉપર મુકતાં, તરત રૂઝાઈ જાય; ફળ બાંધે કરમને વિષે, તે ઉડે ગગન મોઝાર, સો જોજન જાએ સહી, એક પલકમાં નિર્વાણ; ડાળીતણી જે લાકડી, મારે વજ્રની માંય; કકડા થઈ અવની પડે, તે વેળા તેમાંય. છાલ તણી ટોપી કરે, ધરે શીર આણી નેહ; સ્વર્ગ મૃત પાતાળ ફરે, પણ કોઇ નવ દેખે દેહ. એવા ગુણ છે ઝાડનાં, પણ ત્યાં જઈ કોઇ શકતું નથી, ત્યાં રણ છે વિકાળ. ત્યાં રહીને તે કરે, ઝાડ પહાડની જાણ; પશુ પક્ષી કે માનવી, જાય તેના લે પ્રાણ.

ચોપાઈ–માટે પુત્ર જશો નહિ; એવી મેનાએ વા-

ણી કહી; બાકી ગમે ત્યાં ફરજો તમે ત્યાં જશો તો
થાશે વિઘન; એવાં વચન મેનાનાં સુણી, વળી બચ્યાં
એ વાણી ભણી; નવ જોઇએ આપણને ગર્થ, નથી ઝા-
ડ તણો કાંઈ અર્થ; જે જાય તે જીવે નહિ, સર્પ તેને ડસે
તહીં; તે સર્પને જીતનાર માનવ નાવે આવે તે ઠાર;
ઝાડ પહાડ ને ઠામ, સિદ્ધ કરે પોતાનાં કામ; એક એ-
કના સાથાનો સહી, પરમેશ્વરે ઘડયાં હશે તહીં, પરમે-
શ્વરે રચના કરિ, નૌતમ વસ્તુ પૃથ્વીપર ધરિ; તે સૌ
માનવીકેરા કાજ, એ વાતમાં શો સંદેહ આજ; કોઇ
બત્રીશ લક્ષણો હશે તે જશે, અહંકાર નાગ તણો ભા-
ગશે; આપણને તેનું નથી કાંઇ કામ, સેજ વાત પુછું.
આ ઠામ; ત્યારે વળી બોલી મેના વાત, સાચી કહુ છું
મનની સાક્ષાત; કોઇ માનવી આવશે આ ઠાર, બત્રીશ
લક્ષણ રહે ધામ; હિમત રાખી જશે એ ઠામ, તો તો
થાશે તેનું કામ; એક ઉપાયથી જીતે નાગ, તે તમ
આગળ કહું છું આજ; તે પહાડ નીચે કોરડું સહી,
એક રૂષી તપ કરેછે તહીં; તેની જઇને સ્તુતિ કરે, ત્યા-
રે રૂષી વાણી ઓચરે; મસ્તક ઉપર હાથ મુકે જેટલે,
કામ તેનું સિદ્ધ થાય તેટલે; એવી વાત મેનાએ કરી,
રાજકુંવરે મનમાં ધરી; વીતી રાત ને ઉગ્યો દન, રાજ
કુંવરનું હરખ્યુ મન; તે પહાડ જઇને જોઉં, મારા મ-
નનો સંદેહ ખોઉં; મોત પોતાનું મુઠીમાં લઇ, ઉત્તર
દિશા ભણી ચાલ્યો વહી; દુરથી પહાડ દીઠો જેટલે,
નીશ્ચે વાત થઈ તેટલે; એકવાર મરવું સહી, પાછું
ડગલું ભરવું નહિ; એવી મનમાં રાખી ધીર, ઉંડા-
ણમાં ઉતરીયો વીર; પોતે મનમાં કર્યો વિચાર, હું
કયાં આવ્યો છું આણે ઠાર.

દોહરો—આ જગા ઉપર મને લાવીયા. લખ્યા લેખ મુજ શીશ; અન્ન જળ મળે નહિ, કરતા શ્રી જુગદીશ જન્મ બધે ભમતો ગયો; વન વગડાની માંય; ઠરી ઠામ બેઠો નહિ, ધીક પડો મુજ કાય. એ રચના પણ જોવી સહી, અદભુત સરખી વાત; મેનાની વાત શાચી પડી, ભાગી મનની ભ્રાંત. એવું મન ધરી કરી, પાસે ગયો તે વીર; ઘણો વ્રદ્ધ રૂષીને જોઇ, ચરણે નામ્યું શીશ. સ્તુતી ત્યાં કીધિ ઘણી, તલસવા લાગ્યો પ્રાણ; ત્રણ દીવસે રૂષી જાગીયા, સમાધિ ઉતરી ત્યાંય. આંખ ઉઘાડી જોયું સહી, ત્યાં દીઠો માનવ જન; ત્યારે રાજકુંવર જઇ ચરણે નમ્યો, સ્તુતી કરી તે દીન. કરજોડી ઉભો રહ્યો, ત્યારે બોલ્યા રૂષીરાય; જાઓ કામ તમારૂં નિશ્ચે થશે, એમ કરીને રહ્યા તે ઠાર, તે પહાડ ઉપર ચઢીઓ સહી, હીમત રાખીને મન; જોતાં જોતાં ચાલીઓ ધીરજ ધરી રાજન. દીઠી રચના તે પહાડની, હીરા જોત અપાર; ચડયો છેક ઉપર લગી, ત્યાં દીઠું તળાવ ને ઝાડ. નિશાની સાચી મળી, સઘળી તેણેઠાર; પાંદડાંને ફળ ખાધાં તહીં, ક્ષણુ ન લાગી વાર. નજીક જઇ પહોંચ્યો તહીં, દીઠો નાગ વિકાળ; દીઠો માનવી તેને તહીં, રાજકુંવર તેણીવાર. ઝાડ ઉપર ચડયો સહી, ફળ ખાધાં તેનાં સાર; મેનાનાં વચન સાચાં મળ્યાં, સદેહ નહિ લગાર. છાલ કાઢી ટોપી કરી, તે ધરી પોતાને શીશ; માગી લીધી એક જેષ્ટિકા, પછે તજ્યોઠામતેદિશ

ચોપાઇ—મનમધ્યે કર્યો વિચાર, નાગ મણી મુજ પાસે સાર; કોઇ મળશે તો લેવી સહી, એને રાખુ જતને અહી; ચીરી જાંઘ નવ લાગી વાર, તે મધે ઘાલુ તે ઠાર; ઉપર પાંદડું પેલું મુકું લઇ, તરત ઘા રૂઝાયો

તાહીં; પ્રસન્ન થયો પોતાને મન, વળી આગળ ચાલીયો રાજન; મહોટા ગુણ ટોપીમાં સહી, કોઈ દ્રષ્ટિએ દેખે નહિ; નિર્ભે થયો પોતાને મન, જોતાં ચાલ્યો ઝાઝાંવન અમુલખ વસ્તુ આવી મુજ પાસ, તેથી મન થયું ઉ-લ્લાસ; પણ લખ્યા લેખ ટળવાના નથી, ભવિષ્ય વાત સાચી સર્વથી; તે કોઇથી ટાળ્યા નવ જાય, જેમ મન વિચારે રાય; પહાડ મુકી ચાલ્યો જેટલે, એક ઉત્તમ વા-ત થઇ તેટલે; દીઠું એક તળાવ રસાળ, આરસપાણની ફરતી પાળ; ઘણું નિર્મળ છે તેનું નીર, આસપાસ શોભે છે તીર; તે મધ્યે મેવાં ફળ છે અપાર, જતાં ત્રસ થયો તે ઠાર; ચાર ઘડી બેઠો રાજન; બેઠો બેઠો વિચારે મન; શુદ્ધ થઇ છે મારી કાય, વળી જળમાં નહાવું આંય; એવો મનમાં કર્યો વિચાર, મુકયો સામાન તે ઠાર; તે મધ્યે પડયો જઇ, કુદરતી ખ્યાલ એક તેમાં થઇ ડુબકી મારી જેટલે, નર ફીટી નારી થઇ તેટલે; ધન પરમેશ્વર તારી ગતી, કો પાર ન પામે રતી મેં શું કરમ કરયું કીરતાર, નર ટાળીને કીધી નાર; અવતાર મારો મીથ્યા થયો. સરવ મનોરથ મનમાં રહ્યો. નવ પહોચી મનની આશ, છેક થઇ બેઠો નીરાશ; ધિક ધિક મુજ પાપી પ્રાણ, શું બેઠો છે ઘટ માંહે જાણ. હવે જીવવું તે ધિકાર, નિકળ પ્રાણ આણિવાર; છેક હીમત હારી રાજન, છાતી ફાટતે કરે રૂદન. એક જક્ષે સાંભળો સાદ, તે પામ્યો ઘણુ હુલાશ; તે આવિને શું કરે વિચાર. તે સંભળાવું આણિવાર.

દોહરો—જક્ષ ધસી આવિયો; શબ્દ સુણી તે ઠાર રૂપવંતી દીઠી તે કામનિ, શોભા અપરંપાર, મુખ કમળ સરીખડુ ભમર ભ્રકુટી ધનુશ કમાન; ઉતર અતિ

શે ઓપંતું, વસે તરંગી સમાન ઘણી કોમળ તે કામનિ ઊરવસની જોડ, દ્રષ્ટે દીઠી કામની, પહોંચ્યા મનના કોડ, પાસે જઇને ઉભો રહ્યો, મુખે બોલ્યો વાણ; કોણ તણી તું દીકરી, દીસે ચતુરસુજાણ; આ જંગલમાં એકલી કેમ કરે રૂદન, સાચી વાત મુખથી કહો; તજ્યાં સહોદર જન, ચતુરાઇ મનમાં ધરી, ફેરવી વાત તેઠાર તુજ ખોળે તો શીશ છે, તારે ગમે તો માર; ત્યારે જક્ષ ઘણો હરખીયો, છાંટયું નીર તે ઠાર; મંત્રી કરી છાંટી ઊં, ફરી રૂપ ગયું તે વાર.

ચોપાઇ—જળ પ્રવેશ થયો જેટલે, હાથી સ્વરૂપ થયું તેટલે; નારી હતી તે થઇ નરની કાય, રૂસનાઇ રૂપ થઇ તત્કાળ; વાંકું મુખ ને નાશિકા વિકાળ, દાંત મોટા દીસે વિકાળ; એવી દેહ જળથી થઇ, પ્રભુની માયાનો પારજ નહિ; જળથી કાઢી નાંખ્યો બહાર, અફસોસ ધરી બેઠો તે ઠાર; મોતતો કંઇ આવ્યું નહિ, કરૂપ કાજળથી કાળી થઇ; વળી શકુરી રાખી અપાર, નારી ફીટી નર થયો તે ઠાર; એ ખુશાલી મોટી થઈ, વળી આગળ ચાલ્યો વહી; જોજન એક ગયો જેટલે, નારી મળી તેટલે; રૂપે રંગીલી જાણે રૂશનાઈ, મેશ કરતાં શોભે સવાઈ; દુર્ગંધ ઉડે છે દુરથી જાણ, મોઢું માં દીસે નિર્વાણ; સીસોળીયા સરખા છે વાળ, એવા દિઠા છે નારીના હાલ, જાણે કરક કાળ સ્વરૂપ, અચરત પામ્યો દેખી ભુપ,પાસે આવીને ઉભી સહી, મુખથી તેણે વાણી કહી; ઘણા દિવસ થયા શોધું તુંને, કયાં ગયાતા ચિંતા થઈ મુને; એવું કહી પછે બોલી તહીં, રાજકુંવર ત્યાં ઉભો છે સહી.

દોહરા– મન વિચાર કર્યાતહીં, કેમ રહેશે નાર; પુત્રને મુકયા પરહરી; તજી પછે તારૂણીનાર. તેની દ. યા આવી નહિ, તજી ગયા તે ઠાર; કામ કરવું ઘટે નહિ, આશે લઇને હાથ. ચાલો ઘેર ઉતાવળા, વેગે શો મુજ સાથ; સુણી દુ:ખ પામીયો, અરે વિધાત્રી માત; ભવિશમાં કયાં લખ્યું, વિપરીત સરખી વાત. કોના પુત્ર કેની કામની, વળી વળગ્યુ મુને તને; કઇપેરે છુટીશ ઇહાંથકી બહુપેર આણે શોક. આવી અવસ્થા કર્મે લખી, શાંશાં કર્યાં પાપ; દુ:ખનો પાર નથી આવતો, એ મોટો સંતાપ. વળી સબુરી મનમાં ધરી, ચાલ્યો વળી તેની શાથ; લઇ ચાલી ત્યાંથકી, આણંદ અંગ ન માય. મુકામ મહેલ લઇ ગઇ પોતાતણે, ત્યાં દીઠા બે ચારેક બાળ; પિતા કહીને વળગીયા, કરવા લાગ્યા વહાલ. વળતી પ્રીત બહુ કરી, સાન કરી આવી પાસ; રૂતુદાન આપો મુને, પહોંચે મનની આશ. વિચાર ઘણો કરવો પડયો, તે વિનતાને સાથ; કબજ પડયો છુટાયે નહી, માટે [illegible]એલાગ. ઘણા દિવસ એમ ત્યાં રહી, રાય કર્મે વળી નાર; જંગલમાં તમો જઇ કરી, કાષ્ટ લાવો આ ઠાર. એમ સુણી મન રીઝીયો, હવે આવ્યો દુ:ખનો પાર; તે લઇ કુહાડો નિસર્યાં, પ્રસન્ન થયો તેણીવાર. જીવ લઇ ચાલ્યો ત્યાંથકી, અઘોર વનની માંય; પાછું ફરી જોતો નથી, જેમ જવાય તેમ જાય. જોજન દશ નાસી ગયો, ત્યાં વળી દીઠો એક બાગ; તે મધ્યે વળી પરવર્યો, હિમત રાખી તે જાગ. મધ્ય જગ્યાએ ગયો સહી, દીઠો કુંડ વળી સાર; શીંગી મજમની પાળ છે, અમૃતી સરખું તે વાર.

ચોપાઇ–તે ઠામ જઇ ઉભો જે રહ્યો શોભા જોતાં

દીગમુઢ થયો; વળી કર્મે દીધો હાથ, વિચાર કરવા લાગ્યો મન સાથ; એક થયા અગ્ની, બીજા થયા હાલ; ત્રીજું સ્થળ છે વળી આ સાર, એમ વિચાર કરે તે જાણ; પછે સમર્યા શ્રીજુગદાધાર, તમારી માયા અપરંપાર; નથી આવતો મારા દુઃખનો પાર, સહાય કરો સુજને ભગવાન; એમ કહી વળી ચાલ્યો ત્યાંહ; નશીબ પોતાનું આગળ કરી, જે કીસમત બનશે તે ખરી; આ જળમાં પણ નહાવું સહી, કર્યું પરમેશ્વરનું થાશે અહીં; એમ વિચાર મન સાથે કરી, પડયો જળમાં વળી હીમત ધરી; મારી ડુબકી વળી જળની માંય, અચરત વાત બની એક ત્યાંય; દેવના સરખી કાયા થઇ, પ્રથમ કુંડ ત્યાં નિકળ્યો જઇ; જળ તજીને નિકળ્યો બહાર, હવે કાય દીઠી ને પાય; જોષ્ટિકા ટોપીને પાંદડાં સહી, તે ઠામ વશી દીઠા તહીં; પ્રસન્ન થયો ઘણું પોતે મન, પ્રભુ સુજને થયા પ્રસન્ન; ટળી ખાંપણ સઘળી ખોડ, પોચ્યા મનના સઘળા કોડ; ત્રણનો મેરૂ મેરૂનો ત્રણ, તારી ગતિ છે શરણાશરણ, રાજકુંવરે મન વશ કર્યું, જળમાં પાય કદી નવ ધરૂં; નવ પીવું નવ ધોવું વદન એવો નિયમ ધર્યો રાજન; લીધી વસ્તુ સર્વે હેતજ કરી, ટોપી પાછી શીરપર ધરી; વળી ત્યાંથી ચાલ્યો રાય, આણંદ તેના અંગ ન માય; અઘોર વન ભયાનક તહીં, વાઘ વરૂનો પારજ નહિ; અનેક જનાવર બીજા કહેવાય, તે સર્વે મુખ આગળથી જાય; દ્રષ્ટે જુવે સર્વે રાજન કોઇ, ના દેખે રાજાનો તન નિર્ભે થઇ; ને વનમાં જાય, એક પહાડ દીઠો તેવાર; તે ઉપર એક મહેલ છે સહી, તેની શોભાનો પારજ નહિ; ઉભો મહેલ નવ ટુંકી વાસ, જાણે શોભા ચંદ્ર પ્રકાશ; ચંદ્રથી શોભા

અપરંપાર, ચડયો પહાડ નવ લીધી વાર; મહેલ મધ્યે ચડયો જઈ ધશી, ઝળકે કામ જાણે ગરજ શશી; પશુ પંખી કે માનવી નહી કોઇ, રાજકુંવર તે અચરત હોય; સઘળે જોઈ વળ્યો ગર્વથી, કોઇ ભોગવનારૂં એમાં નથી; સાતમેમાળ ચડયો જેટલે, શબ્દ એક સુણ્યો તેટલે જાણે વિનતા કરે રૂદન, તે સાંભળ્યું પોતે રાજન.

દોહરા—ધીરજ રાખીને પરવર્યો, રોતું કોણ આકાર જોતા જોતા પરવર્યો, એક દિઠી ઉત્તમ નાર. પરી આકારે રૂપ છે, ઘણું સુકોમળ અંગ; પગમાં બેડી તેહને, કરે રૂદન મન ભંગ. તેની પાસે જઇ ઉભો રહ્યો, ટોપી ઉતારી શીશ; વિનતા પ્રત્યે બોલીયો, તે વેળા તે દીશ. કોણ તણી તું દીકરી, કોણ તારો ભરથાર; કોણ કારણે પડી કેદમાં, તારી શોભાનો નહિ પાર. સુકોમળ કાયા તાહરી, કમળ પુષ્પ પ્રમાણ; કોણ દુશ્મન તુને દમે, બોલોને સાની વાણ. એવાં વચન શ્રવણે સુણી, લજ્યા પામી મન; ઘુંઘટ તાણી તે વડી, બોલી મુખથી વચન. તું જાને તારે માર્ગે, કયાંથી આવ્યો આ ઠાર; માનવરૂપ તમો કોણ છો, શું છે તમારૂં નામ. દેવ દાનવ કે માનવી, કે છો જમના દુત; માનવ રૂપ ધરી આવીયા, સ્વરૂપ શોભે અદભુત. કોતે મરશો તમો, એક ઘડીમાં તજશો પ્રાણ; માટે જાઓ પાછા ફરી, નિશ્ચે માનો વાણ. રાજકુંવર મુખ બોલીયો, તે વેળા તેં સાથ; હું તો કોઇથી ડરતો નથી, નિશ્ચે સાચી વાત. જક્ષ શીઝરને ગાંધરવી, રાક્ષસનું છેદું શીશ; એટલી હિંમત રાખું અમો, પ્રભુ પ્રતાપે આદીશ. તારે ગમે તો તારૂણી, તું કર મારી ધાત; બીજા કોઇથી બીતો નથી નાશ્ચે માનજે વાત. માટે મન મુકીને કહો, તમ તણું

જે દુઃખ; પરમેશ્વર પ્રતાપથી; પમાડીશ સુખ ઇશ્વર આણું એ વાતમાં, મુજ તુજ વચમાં શ્રીરામ; દુઃખ ભાગીશ સૌ તારૂણી, ફોડીશ દુશ્મનનો ઠામ. એવાં વચનો-શ્રવણે સુણી, તે વિનતા થઇ રળીઆત; હકીકત પોતા-તણી, કહેવા લાગી વાત. ફીરસ્તા નામે જંજીરો સહી, ત્યાં રાજા મજકુર નામ; ગાંધર્વ નામે રાજા સહી. મારા પિતા તણો તે ભાઇ; ભત્રીજી હું તેહની, તે કાકો મારો થાય. તેના કુળમાં કલંક એક આવીયું, તે કહું તમને આંય, પુત્રી તેના પેટની, બંકાવળી તેનું નામ; અપ્સરા સર્વેમાં શિરોમણી, તેણે કીધું એક કામ. મૃતલોકનો એક માનવી, કોઇ સુઘડ પુરૂષ સુજાણ; આશક પડી તે ઉપરે, સોંપ્યા તનમન પ્રાણ ઇચ્છા કરીને વરી, કરતી ભોગવિલાસ; તેની માતાની દ્રષ્ટિએ પડી, ચડ્યો તેને કાળ. તે નરને નાંખી દીધો સહી, સમુદ્રકેરે માંય; પુત્રી ઘાલી કેદમાં, બેડી જડાવી પાય. તેની વાત આવી મુને, હું મળવા ગઇ તે ઠાર; શીખામણ દીધી, પણ નવ માને તે નારને દીવાની તે ત્યાં થઇ ગઈ, નથી શુદ્ધ કાંઇ તન. તે નરનો નેહ લાગી રહ્યો, ભરછેટ થઇ તે મન. પેરપેર વિનવી; ન માન્યું એક લગાર; તે નરના વિજોગથી, તેના જશે પ્રાણ તે ઠાર. મળી ભેટી સૌને જઇ, પાછી ઉડી આકાશ; તેવામાં પાપી એક આવીયો, રાક્ષસ મારી પાસ; પ્રૌડકાયા તેણી કરી, બાંધી મુજને ત્યાં; આ ઠામે રાખી મુને, બેડી પહેરાવી પગમાંય. કુદ્રષ્ટિ કરી ઘણી, સંભોગનું ઇચ્છે સુખ; મારૂં મન રાજી નથી, એમ વિનતા બોલી મુખ. પરમેશ્વર લાજ રાખશે, કે કરવી પડશે ઘાત તમે માનવીરૂપ કોણ છો, તે વિસ્તારી કહો વાત.

ચોપાઇ—એવાં વિનતાનાં સુણી વચન, દિલગીર થયું રાજાનું મન. બંકાવળીનું સાંભળી દુઃખ; ઉતરી ગયું તે વેળા મુખ. આંખે આંસુ આણ્યાં તહીં, હકીકત પોતાની કહી. તે બંકાવળીનો આશક હું, સત્ય કરી માનજે તું. સાગરે મુજને કહાડયો બહાર, ભમતો આવ્યો આ ઠાર. લેખ લખ્યા હશે મુજ ભાગ્ય, તો તે પાછી મળશે મુજ નાર, એવાં તે નરનાં સુણી વચન, પ્રસન્ન થયું વિનતાનું મન. રૂપ કળી ગુણ હિંમત જોઇ, તે વિનતા પણ મનમાં મોહી. ધનધન હિંમત તારી જાણુ, શું કરૂં પરવશ મુજ પ્રાણ. અહીંથી છુટું એક જવાર, તોતો મેળવું પાછી નાર. લાચાર છું પરવશ હું આજ, તો કયાંથી સરશે તારૂં કાજ. રાજકુંવર સુખ બોલ્યો વાણ, તારા શતરૂનો લઉં પ્રાણ. તુજને અહીંથી મુકાવું નાર, સતવચન મારૂં આ ઠાર. ગૌ બ્રાહ્મણ સ્ત્રીની વહારે ધાઉં, ખરા ક્ષત્રીકુળનો કહેવાઉં. ધાહીં મરૂ કે મારૂ આંહી, તુને મુકીને જાવાનો નહિ. એમ કહી કર જેષ્ટિકા ધરી, મારી બેડીમાં વેગે કરી કટકા થઇ ગયા દશવીશ, બંધથકી છુટી તે દીશ. વિનતા પ્રસન્ન થઈ તે જાણ, ઓવારણા લઇને લાગી પાય. ધન ધન માનવી અવતાર, તારા પ્રાક્રમનો નહિ પાર. બંધનથી તો છુટી અહીં, વળી પુંઠ મુકવાનો નહી. પહાડ સરખી તેની કાય, તે કેમ તમથી જીતી શકાય. રાજકુંવર બોલ્યો તે સાથ, વિનતા પ્રત્યે બોલ્યો વાત. સહિ જનાવર તે સુજાણ, હાથી તણા તે લેશે પ્રાણ. વજ્રના હથિયાર જે સાર, ને પહાડ ફાટી નિસરે બહાર, નાના ઉપર નવ જોશો લગાર, પાપીને મારૂં આ ઠાર. એ હોય આ સમે હથિયાર, તોતો કરૂં સહિ એનો સં-

હાર; પ્રસન્ન વિનતા મનમાં થઇ, આયુધ રાક્ષસનાં દેખાડયાં સહી; તેમાંથી એક તેને લીધ, થયું કામ આપણું સિદ્ધ.

દોહરા—લીધી તરવાર એક ત્યાંથકી, સાથે અપ્સરા નાર; બન્ને જણ સાથે નિસર્યાં મહેલથકી તે બહાર. કોશ એક ચાલ્યા ત્યાંથકી, એવે શબ્દ થયો એક પહાડ; જાણે ગર્જના મેઘની, કંપવા લાગ્યું ઝાડ. પાછું ફરી જોયું તહીં, દોડતો આવ્યો પહાડ નારી મનખીનો ઘણું ધ્રુજવા લાગ્યા હાડ, રાજકુંવરશું ઓચરી, શા થાશે હવાલ; પાછળ આવેછે દોડતો, આણુશે બેઉના કાળ. રાજકુંવરે જોયું પાછુ ફરી, દીઠો પહાડ શરીર; હીમતરાખી ઉભો રહ્યો, તેવેળા તેણે તીર. બીજી ટોપી હતી કને, તે મુકી વિનતાને શીશ નિર્ભે થઇ બેસો તમો, એમ બોલ્યો તે દીશ. તુજને કો દેખે નહિ, જુઓ બેસીને નાર; પરમેશ્વરને ગમતું હશે, નિપજશે આ ઠાર. એમ કહી તે નરનાં, સનમુખ ધાયો જાય; પાસે જઈ ઉભો રહ્યો, દીન બોલ્યો આંય. અલ્યા કોણ છું તું માનવી, કેમ આવી પહોચ્યો આઠાર; ખાનું મારૂં તેં તોડીયું, નવ બીનો મન લગાર. સમુદ્ર આગળ જેમ ખાબડુ, મેરૂ આગળ પત્થર જાણ; મારે મન તેવો સહી પલકમાં ખોઇશ પ્રાણ. પણ સ્વરૂપ જોઇ તમતણું, દયા આવેછે મન; આ જંગલમાં કયાંથી આવીયો. બોલને સત્ય વચન. મરજાદા લોપી કરી, કેમ ચોરી તેં નાર; તેતો આપ તું મુજને, નહિતો ભક્ષ કરૂં આ ઠાર. ત્યારે રાજકુંવર મુખ બોલીયો, તારી પહાડ સરખી કાય; તેથી હું ડરતો નથી, નિશ્ચે માનો મનમાંય. અમે અમ્રતલોકના માનવી; ગૌ બ્રીના પ્રતિપાળ; મરતા લગી આપું

નહિ, આણીશ તારો કાળ. ન પરો નીલ નતટ, નપુશક નર કહેવાય; મારે મન તું તેવો સહી, તું નિશ્ચે માન મનમાંય. હસ્તી નાસે જેમ સિંહથકી, તેમ નાસીસ આણે ઠામ; કટકે કટકા તારા કરીશ, તું જોઇશ મારૂં નામ.

ચોપાઇ—ત્યારે દૈત્યને મન ચડી છે રિસ; ગદા એક લીધિ તે દિશ; ફેરવીને મારી જેટલે, રાજાએ ટોપી પહેરી તેટલે; ઠામ અગોચર પેઠો જઇ, એમ હાથ ખચાવ્યો તહીં; વળી હોંશીયાર રાજા થયો, ઉતારી ટોપીને સન્મુખ ગયો; ફુલ બરાબર મારે મન, હશી કરી એમ બોલ્યો વચન; તારે ગમે તો માર ઉચક્રી પહાડ, મારે મન તો તરૂ સમાન; એવાં વચન તેનાં સુણી, રીસ ચઢી રાક્ષસને ગણી; ડાંગ એક મારી વિકાળ, સુસવાડો કરતી આવી તે ડાર; ત્યારે ટોપી શીરપર ધરી, બેઠો ગુફામાં વેગે કરી; વળી વિચાર્યું ત્યાં રાય, હિમત રાખી સન્મુખ જાય; વળી મુખથી બોલ્યો તેવાર. બળ હોયતો તારૂં દેખાડ. સુણી વચન ચઢી ઘણી રિસ, માર્યો વ્રક્ષ એક તેણે દીશ; તે પણ ચુકવીયો તત્કાળ, ત્યાંથી પછી દોડયો બાળ; પેટ મધ્યે ભરાયો જઈ, મારી લાકડી પગમાં સહી; ભાગી ગયા તેના બે પાગ; જુદા થઇને રહ્યા તે જાગ; પૃથ્વી ઉપર પડયો ગતીભગ, રાજકુંવર બોલ્યો તેની સંગ; જેમ લાકડી ભાગી પાય, તેવું શીશ છેદીશ આંય; જીવતો આજ મેલવાનો નથી એ વાત જાણુજો સર્વથી; મહા પાપી તુને કહીએ આજ પરસ્ત્રી સાથે શું છે કાજ, રાજકુંવરનાં સુણી વચન; ક્રોધ ચડયો રાક્ષસને મન; મુખથકી કર્યો પોકાર, રાક્ષસી માયા થઇ તૈયાર; સઘળા રાક્ષસ નિકળીયા સહી,

કળા સરીખા દીઠા તહીં; કોઇની હાથીના સરખી સુંઢ કોઇની કાંયા મોટી પ્રૌઢ; કોઇ ખરમુશ કહેવાય, કોઇ રૂઢ ઉભા થાય; કોઇની નાશીકા મોટી વિકાળ, કોઇના નાક જાણે વાંસની ડાળ; કોઇ દંત જેવા હાથી સહી, વિકાળ વદન દીસે છે તહીં; કેટલાએક દીસે છે પહાડ, બરાડા કકડાવે હાડ. એવી માયા રાક્ષસે કરી, રાજકુંવરે હિંમત ધરી.

દોહરા—કાઢી તરવારને દોડીયો, કોઇ નવ દેખે કાય. મારે હાથ ઉપરે, તે કકડે કકડા થાય. માયા સૌ પ્રાજે કરી, પાપીનું છેદીયું શિશ. ભુમીનો ભાર ઉતાર્યો, તે વેળા તે દીશ. રાજકુંવર ત્યાંથી ગયો, મુર્છા આવી તે કાય. અવનીઉપર જઇ પડયો, રૂખવ્યા આવી ત્યાંય દીઠાં પરાક્રમ તેહનાં, તે મનમાં પામી સુખ. ઉપરથી છેડો કાડીઓ, ઢોળવા લાગી વાય. હાથ ફેરવ્યો તે ઉપરે, અમ્રત દ્રષ્ટિ કરી ત્યાંય. તરત બેઠો રાજા થયો, વિનતા લાગી પાય. કરજોડી કરી વિનતી, તે વેળા તે જાગ; જીવતદાન આપ્યું મને, રાખી મારી લાજ; પાપીને પ્રાજે કરી, સારૂં મારૂં કાજ. મારી ખોલનાં કરાવું ખાસડાં, રહું તુજ ચરણું મોઝાર; તો એ ઓશીંગણ થાઉં નહિ, એવી વિનતી કરે અપાર. મુજથી જે બની આવશે, તે કરીશ તમારૂં કામ; અંકારણી તે જાણજો, ચાલો મુજ સંગ આજ. એવાં વચન વિનતાએ કહ્યાં, વળી જોડયા બે હાથ; વચન પ્રમાણ મારૂં કરો, ચાલો મારી સાથ. એવી વિનતિ નારીએ કરી, ત્યારે માન્યું મન; માર્ગ ત્યાંથી ચાલીયા, હરખ ધરી રાજન, મુકામે પહોંચ્યો જઈ, ગઇ તે પુરમાં નાર દુઃખીયા લોક દીઠા સૌ, રૂદન કરેછે અપાર. માતપિ

કલ્પાંત કરે, શોધ કરે ચોપાસ; ખોળવા કારણ પરવ- ર્યાં, એક સહસ્ત્ર પોતાના દાસ. કોણે હરી મારી દીકરી શોધીને લાવો ખાળ; શું મુખ લઇને ઊભો રહું, આ- ણિશ હું મારો કાળ. એમ કલ્પાંત ત્યાં થઇ રહ્યું, એ- વામાં ગઇ તે નાર; સાથે દીઠો માનવી, તેની શોભા અપરંપાર. માતપિતા ઘણું હરખીયા, જાણે અંધને આવ્યાં લોચન; રૂદીયાશું દાબી દીકરી, કયાં ગઇતી મુજ તન.

ચોપાઇ—પ્રસન્ન થયું પોતાનું મન, મુખથકી બોલી વચન; કોણ હરી ગયું તું તુંને, પુત્રી સાચું કહે મુને; તુજ વિજોગે તજત્રી પ્રાણ, માતપીતા બોલ્યાં મુખ વા- ણ; પુત્રી કહે સુણો માત ને તાત, તમ આગળ સાચી કહું છું વાત; ખંકાવળીને હું મળવા ગઇ, એક દીવસ હું પાસે રહી; મળી ભેટીને પાછી ફરી ઘણો હરખ મનમાંએ ધરી; ઉઠીને માર્ગ ચાલી જેટલે, રાક્ષસ એક આવ્યો તેટલે; મુજને ઝાલી લીવી તેણીવાર, લઇ ગયો પોતાને ઠાર; બેડી પહેરાવી મારે પાય, નાંખી કાળા ગ્રહ મોઝાર; રાત દીવસ હું તો કરૂં રૂદન. દયા નવ આ- વે પાપીને મન; સાત દીવસને સાતજ રાત; ઘણું કષ્ટ વેઠયું મુજ માત; આ માનવી આવ્યો તે ઠાર, એના પ્રાક્રમતણો નહિ પાર; રૂદન કરતી દિઠી જાણ, આવી કરી મુખ બોલ્યો વાણ; ભકિત કરી બોલ્યો મુખ, કો- ણે દીધું છે આવું દુઃખ; મને આપ્યું જીવતદાન, ગ- ણી પોતાની ભગની સમાન; એના ગુણનો પારજ નહિ, ઘણિ વાત શું કરીએ અહીં; જો ન માનો મારી માત, ઉત્તર દીશા તરફ એક પહાડ; સો જોજન ઇહાંથી સા- ર; ત્યાં રાક્ષસ પડયા છે મરણ, સહસ્ત્ર એક પડયા છે

મરણ; તે સર્વે પરહર્યાં ત્યાં, એની તેણી આવી ઇહાં; એવાં પુત્રીનાં સુણી વચન, સર્વે સભા થઇ પ્રસન્ન; રાજકુંવરને દીધા માન, મુકયાં આગળ ફોફળ પાન; આ લ્યાં દિવ્ય વસ્ત્ર શણગાર, આગતાસ્વાગતા કીધી અપાર; મુજ પુત્રી લાવ્યાં તમો, શું ઓશીગણ થઇશું અમો; અમારા ભાગ્યતણો નહિ પાર, કયાંથી માણસ આવે આ ઠાર; બે અપ્સરા આવી દાસ, રહેવા કારણ મોહની પાસ; પુત્રીને કહે તારો બાગ, ત્યાં રહેવાને આપો જાગ્ય; તુજથી થાય તે કર ચાકરી, જીવતદાન આપ્યું દીકરી; આગતાસ્વાગતા એની કરો, જોએ તો એની સાથે પરવરો.

દોહરા–જેવો બાગ ગુલબંકાવળી, તેથી સવાયું કામ; અદકું ઓછું એમાં નથી, અચરત પામ્યો તે ઠામ. સાંભળ્યું સુખ પોતા તણું, ઝુરવા લાગ્યો મન; ઠરી ઠામ તેમાં રહો, થિર મન કરી રાજન. અપ્સરા બે મુખ આગળે, સેવા કરે રાત દિન; વિજેગની વેદના એ કરી, ઝુરે મનની સાથ. રૂબચ્યા આવી કરી, દીવસમાં બેવાર; અમ્રતભોજન મુખ આગળ ધરી, શીરજ આપે તે ઠામ. સ્વર્ગપુરીમાં કાગળ લખ્યો, મુખ આગળ સઘળી વાત; પુત્રી આવી ઘેર આપણે, ચિંતા ન કરશો બ્રાત. રાક્ષસ એક ત્યાં લઇ ગયો, તેની કાઢી ભાળ; એ રીતે લખી આપીયો, કાસદને તત્કાળ. તે કાગળ લઇને ચાલીઓ, વાયુ રૂપને શી વાર; લઇને પોતે ત્યાં જઈ, સભા મધ્યે નિરધાર. કાગળ આપ્યો કર વિષે; વાંચ્યો તેણીવાર; વાંચીને ખુશી થયો, હરખ્યા મનમાં સાર. રાણીને કહ્યું જઈ, તે પણ થઇ રળીઆત; મળવાને જાશું સહી, એમ બોલી મુખથી વાત.

રજા લીધી રાજા તણી, મળવા કારણ જાય; બંકાવળી એ વાત સાંભળી સહી, ત્યાં મળવા આવી માય. હું પણ સાથે આવું ત્યાં, મળવા રૂખમ્યાની પાસ; ઉદાસી ભાગે માહરી, થાએ જીવ ઉલ્લાસ. વચન સુણી કુંવરીતણાં, હરખી પોતાને મન, બેડી તોડી ભંજાવિએ કાઢી પુત્રીને તે દન. ગગનમાર્ગે બેઉ ચાલીયા, દાસી સાથે દસવીસ; જંજીરા ઉપર જઇ ઠરી, પહોર બે ચડયો દીશ. ખબર થઇ તે પુર વિષે, સામી ગઇ રૂખમ્યા કુમાર; કાકીને ચરણે નમી, બંકાવળી દીઠી તે વાર.

ચોપાઇ—મળી ભેટીને આવી પાસ, સહોદર સૌ બેઠા પાસ; પુત્રીને પુછયા સમાચાર, સંક્ષેપે કહો વિસ્તાર; બંકાવળીને રૂખમ્યા નાર, પાસે બન્ને બેઠી સાર; કાનમધ્યે એકજ કહી, તારે મારે દોસ્તી થવાની આંઇ; વિજોગ છે તે સંજોગ થશે, દુઃખ દરિદ્ર તારા જશે; કાનમધ્ય એક વાતજ કહી, બંકાવળીએ ચીત્તમાં નવ લહી; આગતાસ્વાગતા કરી અપાર, એક દિવસ રહી તે ઠાર; હૈડે દુઃખને મનમાં હસે, મનમધ્યે ઉદાસી વસે; બીજે દીવસે માગી રજાય, રૂખમ્યા બોલી તે ઠાર; બંકાવળીને મુકી જાઓ, અમો બન્ને બેન રમીશું આંય; એના મનની ઉદાસી જશે, મારૂં મન પણ શિતળ થશે; માટે રહેવા દોને અહીં, એવી મુખથી વાણી કહી; સાત દિવસની આપી રજાય, મુકી ગઇ તેની માય; બન્નેના મનની પોતી રળી, રમે જમે એક સાથે મળી; રમવા કારણ નિસર્યાં બહાર, હાસ્ય વિનોદ કરે અપાર; એક સમે બેઉ બેઠી એકાંત, ભાગવા કારણ મનની ભ્રાંત; સાંભળ બેન ચતુર સુજાણ, રૂખમ્યાં મુખથી બોલી વાણ; એક વાતનો સંદેહ મુને,

તે પુછુ હું મુખથી તુને; રીસ નવ કરે તો હું કહું, ન હિતો મનમાં સમજી રહું; બંકાવળી કહે નવ કરૂં રીસ, શું સંદેહ કહો આદીશ; કેવો હતો નર કહોની નાર, એટલું પુછવું છે આ ઠાર; પુરૂષતણું તે કેવું સુખ, વિસ્તારી કહો તે મુખ; એ વાતની ખબર છે તુને વિસ્તારી કહોને મુને; બંકાવળીને ચડી છે રીસ, ક્રોધ કરી બોલી તે દિશ; તેં શું મુજને લંપટ ગણી, તેં મુખથી એવી વાણી ભણી; નરતણી શી કરવી વાત; નથી પરણાવી આપણે તાત; રાક્ષસને ઘેર જઇને તું રહી, ભ્રષ્ટ થઇ તારી બુદ્ધિ ગઇ; એમ રીસ કરીને વાણી ઓચરી, ત્યારે રૂબચ્યા બોલી સુંદરી; સહેજે વાત પુછું છું અમો, રીસ સાને કરો છો તમો.

દોહરા—એમ કહીને હસી પડી, ફેરવી નાંખી વાત મન હિર આપીઉં નહિ, વિચાર્યું મન સાથ. તે વાત તો ઉડાવી તહીં, વિનોદ કરે અપાર; રજની વીતી રંગમાં, ઉદે થયો પ્રાતઃકાળ. દંતધાવન કરવાને કારણે, બેઠા બાગનીમાંય; પુષ્પ કમળ ખીલી રહી; ફરવા નીકળ્યા ત્યાંય. રમતાં રમતાં આવીયાં, જ્યાં બેઠા રાજકુમાર; ત્યાં શોભા છે અતિઘણી, લઈ આવી તેઠાર પંખી નાના પ્રકારના, મેના પોપટ સાર; તુતી લોહા લોહની, બુલબુલ બોલે વિકાર. શબ્દ નાના પ્રકારના, બોલે મધુરી વાણ, રાજકુંવર ભણાવે તે સમે, કોકીલા શબ્દ પ્રમાણ. મધુરી વાણીએ ભણાવતો, સાંભળ્યો રયાબાએ સાદ, અલૌકિક વાણી સાંભળી, પામી મન ઉલ્લાસ. રૂબચ્યા મુખ ઓચરી, એક જનાવર ગુણ સંઠાર, તેની શોભાનો પારજ નથી, બોલી તેને ઠાર. બંકાવળી રીઝી ઘણું, આપણુથી શબ્દ વિશાળ. જોવા તે જનાવરને, લાગ્યો મનમાં ખ્યાલ. એવાં વચન

સુખી કરિ, લઇ ચાલી તે ઠાર; જુવેતો મનનો માન્યો તહીં, બત્રીસે ગુણ ભંડાર. રાજકુંવરે ઓળખી, બંકાવળીએ ઓળખ્યો રાય; મોહબાણ વાગ્યાં ધરણી ઢળી, અવનીકેરે માંય. ચાર ઘડીએ શાતા થઇ, ઉઠયાં બેઉ જણ ત્યાંય; ફરિ મુખ જોયું તહીં, આણંદ અંગ ન માય. ખુશાલી વાધી અતી ઘણી, મળીયાં બન્ને સાથ; ચુંબન દેઈ કરી ચાંપી રૂદે, ભીડી ભુજાની બાથ હરખનાં આંસુ આવીયાં, ગયું નરનારીનું દુઃખ; રૂબચ્યા તે જોઇ કરી, બોલી પોતાને મુખ.

ચોપાઇ—રૂબચ્યા મુખ બોલી વાણ, સુણ બંકાવળી ચતુરસુજાણ; તેતો કુળને લગાડી લાજ, આ નર સાથે શું તારે કાજ; કોટે વળગી બેઠી પાસ, કરે બન્ને હાસ્ય વિલાસ; આતો તુંને ઘટતું નથી, સત્ય માનજે મનમાં નથી; સહેજ વાત પુછી તે દીશ, તે ઉપર તુજ ને ચડીતી રીસ; આ ઠામે તેમ તું ભ્રષ્ટ થઇ, ચાતુરી સઘળી તારી ગઇ; નીચું જોઇને લજ્યા કરી, સુખથકી વાણી ઓચરી; એ મનભાવતો મારો પતિ; સત્ય કરી માનજો વિનતી; પરમેશ્વરે મેળવ્યો આજ, ઓલચાઈ મારા મનની દાઝ; તે મેળવીઓ મારો નાથ, સર્વે આ બરૂ તારે હાથ; ત્યારે રૂબચ્યાહેં ઘણું રીઝાયું મન, માંડી વાત વિગતની તે દન; એ નરની પણ હું છું દાસ, પ્રીત કરી મેં રાખ્યો પાસ; જીવતદાન આપ્યું મુને, તે સર્વે માંડી કહુ તુને; દુઃખની વાતો વિસ્તારી કહી, ને સુણતામાં અચરત થઇ; ભાઇબેનની પરઠી પેર, તેડી લાવી હું મારે ઘેર; તારા ઇશકથી ભમીઓ વન, તે સર્વે કહ્યું રાજન; વચન બોલી હું મારે મુખ, હું ભાગીશ તારૂં દુખ; તે વચન પાળીયું આ ઠાર, મેળવીયાં બેઉ નરને નાર; આમ કહીને બેઠી પાસ, ક;

રે વિનોદ આણી ઉલ્લાસ; એમ કરતાં તે રજની થઈ અન્ને બેન ઉઠીને ગઇ; પાછા ફરી તે આવી મુકામ, બંકાવળી બોલી તે ઠામ; ગયું રતન આવ્યું છે હાથ, કઇ પેરે લઇ જાશો સાથ; વળી કદાપી થાશે વિઘન, તો તો નિશ્ચે પડશે તન; એ નર પાખી દેહ નવ ધરૂ, આપઘાત કરીને મરૂ, એમ કહીને રોઇ બે નાર, રૂબચ્યા બોલી તે ઠાર; હિંમત રાખીને મનમાં રહે તું, એ નરને પરણાવીશ હું; એમ કહીને આપ્યું વચન, ત્યારે ધિરજ આવી મન; ખાનપાન કીધાં અપાર, વીતી રજની તેણીવાર; દંતધાવન સ્નાનજ કરી, રાજકુંવર પાસે પરવરી; ખાનપાન રંગને વાત, ત્રણ જણાં બેઠા સંઘાત.

દોહરા—સાત દિવસ એમ વહી ગયા; અવધપુરી. થઇ જાણ; રૂબચ્યા મુખ ઓચરી, બંકાવળી પ્રત્યે વાણ. સ્વર્ગપુરીમાં જાઓ તમો, મળો જઈ માત ને તાત કદાપી કોઇ આવશે, વિપરીત થાશે વાત. હિંમત રાખી રહેજે તહીં, જાણે છે મુજ પાસ; થોડા દીવસે પહોચાડશું, તારા મનની આસ. ચાકરી કરશું એહની થઇ રહેવાની દાસ; એની ચિંતા કરતી રખે. મારો પરમેશ્વર જાણ; પકડી સહોબતની પ્રીતશું. નિશ્ચે માનજે વાણ. ભ્રાત તાત સરખા સહી મારે મન એ આજ; જો ન પરણાવુ રાયને તો ઇશ્વરકેરી આણ. સત્યવચન છે માહરૂં, તારા કર મોઝાર; એવાં વચન શ્રવણે સુણી, ત્યારે આણ્યો વિશ્વાશ. ઉઠી કરીને પરહરી માતપિતાની પાસ. દ્રષ્ટે દીઠો દીકરી, હસતું દીઠું મુખ; પ્રસન્ન થઈ મનડા વિષે, સમ્યા સઘળાં દુઃખ. વાત વીનોદ કરે તીહાં, તેની માતા થઇ રળીયાત; રાજકુંવર મન દુઃખ ધરે, તે વિસ્તારી કહુ વાત. બંકાવળી ગઇ ત્યાં થકી, પાછો થયો ઉદાસ; રાત દીવસ ઝુરે ઘણું,

બેઠો થઇ નીરાશ. આંખે આંસુ ધારા પડે, કર દઈ બેઠો કપાળ; રૂખમ્યા આવી તહીં, તે વેળા તે કાળ; અમરત વસ્તુ આગળ ધરી, દુઃખે ઉતરીયું મુખ; રાહુએ ધર્યો ચંદ્રમા, જોઇને પામી દુઃખ. હું તને નિશ્ચે નથી દુભતી, જીવથી વલ્લભ જાણુ; કેમ દિલગીર થઇ બેઠા તમે, ભાઇ સાચી બોલો વાણુ. એવાં વચન સુણી નારનાં, બોલ્યો ચતુર સુજાણુ; મોટું દુઃખ વિજોગનું, જશે અમારા પ્રાણુ.

ચોપાઇ—એવાં વચન રાજાનાં સુણી, રૂખમ્યાએ વાણી ભણી; ફરી ફરી તમે આજ્ઞા કહી, મારાથી ચાકરી થઈ નહિ; તમારી સો વસા કરૂં, જીવ્યું સફળ તે મારૂં કરૂં; માટે તમે રહો એક માસ, પહોંચાડીશ તમ કેરી આશ; હિંમત મુકે કાંઈ સિદ્ધિ નથી, ચતુર છો વિચારો સર્વથી; માટે ધીર રાખોની મંન; વિનતા હસી બોલી વચન; એ મારૂં મિથ્યા નવ જાય, બંકાવળી પરણાવીશ રાય; જીવ ગએ ના મુકું નામ, કરૂં સર્વથી તમારૂં કામ; એમ કહી આપ્યું વચન, રાજકુંવરે પાછુ વાળીયું મન; હાસ્ય વિનોદપર ચિત્ત ધરી, રૂખમ્યા ત્યાંથી પાછી ફરી; જઈ પહોંચી માતાની પાસ આળી કરીને બેઠી પાસ; જાણે વાદળમાં ઉગ્યો સુર, ઉતરી ગયું વિનતાનું નુર; કમળપુષ્પ કરમાયુ જેમ, પુત્ર મુખ શોભે તેમ; શું દુઃખ છેરે દીકરી, સાચી વાત કહોને દિકરિ; માતાજી કહેતાં આવે છે લાજ, કહ્યા વીના નવ સરે કાજ; રીસ નવ કરો મારિ માત, તો તો કહું માંડીને વાત; એમ કહીને ભીડી બાથ, ત્યારે માતા બોલી પુત્રીની સાથ; વાંક ગુનો મેં બક્ષ્યો તુને, સાચી વાત કહોને મુને; ત્યારે રૂખમ્યા બોલી વાણ, સાંભળ માતા ચતુરસુજાણ; ધરમતણો જે છે મુજ ભ્રાત,

જેણે જીવતદાન આપ્યું માત; રાજવંશી રઢીઆળુ રૂપ, સીરકસ્તાનતણો છે ભુપ; મહાબળીઓ ચતુરસુજાણ, બેન કહી બોલે છે વાણ; બંકાવળી આશક એહ, તેના વિજોગથી તજે છે દેહ; પુછી કરી મેં લીધો પાર, તમ આગળ સાચું કહ્યું આઠાર; મુજને જીવાડી એણે માત, નહિ તો રાક્ષસ કરતો ઘાત; તે ઉપકારી પામે દુઃખ, ધિક્કાર પડયું આ મારૂં સુખ; ગુણ ઓશીંગલ થાઉં જાણ, તોતો જીવવું મારૂં પ્રમાણ; દીન વચન વાણી કહી, માતા મનમાં સમજીને રહી.

દોહરા—પુત્રી ત્યાં બોલી રહી, પછે બોલી તેની માત; પુત્રી તે તો કહી મુને, તે વિપરીત વાત. એ કામ કેઇપેરે થશે, આપણ અપ્સરા અવતાર; ઇંદ્રાસન જવાનિ ગતી, દેવ રહે છે તે ઠાર, માનવ સાથે સંબંધ નહી દ્રષ્ટે નવું જોવું વદન; એટેથી અભડાઇએ, વિચારી જોને મન. તે પ્રપંચનું પુતળું. આપણ અગ્નિકાય; તેજતણા અંબારથી, બળીને પ્રલે થાય. અવળી ગંગા કેઇપેરે વહે, પશ્ચિમ ઉગે કેમ ભાણ; નેવનાં પાણી કેમ મોભે ચડે, પુત્રી ચતુરસુજાણ. આળસુને ગંગા કેઇપેરે મળે, સિંહને કેમ મળે શિયાળ; શાર્દુલને કેમ મળે શ્વાન, વિચારી જો તત્કાળ. કોટી ઉપાય એ નર કરે, પણ નવ પામે મનની આશ; પણ જીવતદાન તુને આપીયું, તે કેમ કરીએ નીરાશ, ઉપકાર તો એણે કીધો ઘણો, મુકાવી તુજને તન; તે પાપીને કાજે કર્યાં, ગુણ કેમ ભુલું મન, માટે પુત્રી માહરી, કરીશ એનું કામ. ચિંતા તજ તું દીકરી, હું કહું તે તું કર; છબી ઉતારી એ નરતણી; તું લાવની મારી પાસ; તે લઈ જાઉં સરગપુર વિષે, રાજા રાણીને રીઝવું, વિચાર કરીશ તે જાગ; મારૂં ચાલશે તે જઇ કરીશ, પછી તો

એનું ભાગ્ય. એવાં વચન સુણી માતનાં, પુત્રી થઇ પ્રસન્ન; ત્યાંથી પાછી ફરી ગઇ, જ્યાં બેઠો છે રાજન. કાગળ પોતે કહાડીઓ, લખીયો પટમાં ભુપ; નખથી તે શિખા લગી, શોભે દેવ સ્વરૂપ; દેવ વસ્ત્ર શોભી રહ્યાં, આભુશણનો નહિ પાર; જાણે ઈંદ્રસભાનો રાજીયો, શોભા અપરંપાર. રૂબચ્યા લાવી સહી, માતા કેરી પાસ; જોઈ છબી તે નરતણી, શોભા સુરજ પ્રકાશ.

ચોપાઈ—દીઠી છબીને હરખી મન, ઉઠી તે વેળા તે દીન; ઉઠી કરીને ચાલી તહીં, સ્વર્ગપુરીમાં વેગે ગઇ; રાજા રાણીએ જાણી વાત; મળી ભેટી થઈ રળીઆત; ઇચ્છા મળવા કેરી થઇ, તે કારણ હું આવી આંઇ; ભલે પધાર્યા આણે ઠામ, વિનોદ વાત કરી અપાર; દેરાણી જેઠાણી બેઠી પાસ, કરે વાત આણી ઉલાસ, હોશનાઆશા બોલી ત્યાં વાણ, સાંભળ વિનતા ચતુરસુજાણ; તે વિનતા બોલી તે દીન, સાંભળ સૈયર મારી બેન; તમો કહી તે સાચી વાત, કુંવરીએ માંડયો ઉત્પાત; કુળને લગાડવા બેઠી લાજ, તમ આગળ કહું છું સાચી વાત; કહે છે તે માનવીને વરૂં, નહિ તો હું કુંવારી મરૂં, ગાંધર્વ સાથે પરણતી નથી, સમ ખાઈ બેઠી શર્વથી; રમવા કારણ ગઇતી બહાર, કો માનવીને નિરખી આવી આ ઠાર; તે દેખીને હરખી મન, એ વર વરવાનું એનું મન; તેવી હઠ લઇને રહી, કુળ બોળલાને બેઠી અહીં, બોળવા બેઠી બાપનું નામ તમ આગળ કહું છું આ ઠામ; એવાં વચન વિનતાનાં સુણી, હોશનાએ એમ વાણિ ભણી; તમે કહ્યું તેપર દ્રષ્ટાંત, ભાગી મારા મનની બ્રાંત.

દોહરા— દયાધર્મ ને ચાતુરી, ગુણ લક્ષણ ને બુદ્ધ; ઉમેદવાર સૌથી ઘણો, સઘળી વાતનું સુખ. હાંશીયા

ર સઘળી વાતમાં, કસી વાતે દિલગીર નહિ મન; પર ભજુ પરમારથી, કરે દાન ને પુન્ય, ભક્તિ ઘણિ ભગવાનનિ. હરિકથા ઘેરઘેર થાય; અસતથી અળગા રહે, અધર્મ માર્ગઉપર નવ ધાય. ખાનપાન ભાતભાતનાં, ઘેરુઘેર ઓચ્છવ રંગ; સત્ય ધર્મ પાળે સહી, આણંદ સૈને અંગ. રૂપવંતા પુરૂસ ઘણા, કરૂં મુખે વખાણ; જોતાં આંખ ઠરે આપણી, વાગે ગોકુનાં બાણ, વળી પરસ્વાથ પાળે ઘણાં, ભક્ત આધીન ભગવાન; દયાદ્રષ્ટિ સૌઉપર સહિ, અક્કલ ચતુરસુજાણ. વળી અંતરજામી તેને છે સર્વ સમાન; અવર પુરૂસ સર્વે જ્યાં, સમખાઈને બેઠી જાણ. કદાપી કોઇ નર પરણાવશે, તો તજશે પોતાનું તન; બાળહત્યા શિર બેસશે વળી જાશે પેટનું તન. એક હાની બીજી હાંસી થશે, વળી વિચારી જુવોને મન; એવાં વચન શ્રવણે સુણી, વિનતા થઇ પ્રસન્ન. તમો કહો તે ખરીજો, સાચી કહિ તમે વાત; ત્યારે પટ પેલો કાગળ ધર્યો, એ સીરકસ્તાનનો રાય. છબી તે નરતણી, શોભા અપર પાર; આપણ કરતાં નાજુક એ સહી, કાગળ મુક્યો સાર. તે નર કદી અહીં આવશે, તો સઘળું થાશે કામ. જોઇ છબી તે નરતણી, પ્રસન્ન થઇ તે ઠામ હોશના પ્રત્યે કહી, તે વિનતાએ વાત; એ નર કેઇપેરે આવશે, કેમ થાશે રળીઆત. માન્યું મન માનવઉપર, કહેતો પરણાવું આ ઠામ; પીગળી ને પાણી થઇ, કબુલ કર્યું તે કામ. હોશનાઆસ બોલી તહીં, તે વેળા તે સાથ; તેવી વાત હું તમને કહું તે સાંભળો આ વાત.

ચોપાઇ—એ નરને શોધાલાવશું અમો, એની ચિંતા નવ કરશો તમો; સીરકસ્તાન છે એનો મુકામ, માણસ મોકલી તેણે ઠામ; મારે ઘેર તેડાવીશ રાય, નિ-

શ્રે માનજો મારી માય; ઘોળ મંગળ ગવરાવો ગીત, હર્ષ આણિને પુરી પ્રિત; સામાન કરાવો તૈયાર, મંડપ રચાવો અપરંપાર; સાતમે દીવસે લઇ આવું જાન, દેવતાઇ હોશે રાજન; લાખેણા લાવો લીજીએ, કન્યાદાન કોડે દીજીએ; માટે સામાન કરો તૈયાર, હું તો જાઉં છું મારે દ્વાર; રજા માગીને ઉભી થઇ, સાતમે દીવસે આવશું અહીં; હોંશે નાર ગઇ આણી ઉલ્લાસ, તે રાણી ગઇ રાજાની પાસ; સઘળી વાત વિસ્તારી કહી, હોસના પોતાને ઘેર ગઇ; આ પટ આપી નગ્ન વિલાસ, કહ્યું વરને પરણાવો બાળ; પરમેશ્વરને ઉંચ નીચ નકોય, સર્વે સમાનજ તેને હોય; કુંવરી તણું તે ભાગે દુઃખ, નિત નિસાસો નાંખે મુખ; માટે કુંવરિ પરણાવો સહી, મારૂં મન તો રાજી અહીં; કન્યાદાન કોડે દીજીએ. લાખેણો લાવો લીજીએ; એમ રાણી મુખ બોલી વાંણ, છબી આપી કરમાં તે જાણ; સાત દીવસમાં આવું લઇ, માટે સામાન કરોની સહી; દેવતાઇરૂપ દીસેછે દેહ, દેખી છબીને ઉપન્યો સ્નેહ; તનમનથી થયા રળીઆત, રાણી પ્રત્યે બોલ્યા વાણ; એ ઉપર રાજી સો તમો, ત્યોને પરણાવીએ અમો; પુત્રી મન થાશે રળીઆત, તો ત્યાં કરૂં વિવાહની વાત; એમ કહી તેડાવી દાસ, લઈ જાઓ બંકાવળીની પાસ; એ છબી દેખાડ જઈ તું, રાજી થાય તો પરણાવું હું; પહોચાડું તારા મનની આશ, એમ કહી દાસી મોકલી; આવી તે બંકાવળીની પાસ, આપીઃ છબી પામી ઉલાસ; દીઠો મન માનનો હરખ્યું મન, ધન ઘડી તે આજનો દન; રૂદીયા સાથે દાબી કરી, સખી પ્રત્યે વાણી ઓચરી; આજ તો ભળીયું મારૂં ભાગ, આશક મળ્યો આણી જાગ; તુજને કંઇ અજાણ્યું નથી, તે નર જોવા ઇચ્છા સર્વ-

થી; વચન બંકાવળીનાં સુણી, સમેદપરીયેવાણી ભણી.

દોહરા—સમેદપરી ઓચરી, બહેન પહોંચી મનની આશ; તુજ પિતાએ છબી મોકલી, પ્રીતે તમારી પાસ એને પરણાવું હેતથી, જો માને કુંવરીનું મન; સભા વિષે એમ બોલીઆ, રાજા મુખે બોલ્યો વચન. મનનો માન્યો મળ્યો તુને, પહોચ્યા મનના કોડ; વિજોગના સંજોગ થશે, પરણશો જુગતે જોડ. પ્રસન્ન થઇ તે પ્રેમદા બે રૂબરૂયાનું કામ; તેતણી કૃપા થકી, પહોંચી મનની હામ. એમ વિચાર્યું મન વિષે, આણંદ મળ્યા અંગ; હસી વચન મુખ ઓચરી, સાહેલીકેરે સંગ,પ્રતિ ઉત્તર ત્યાં કહાવીયો, તમે પિતા હું તન; તમને ગમે તે મુજ ને ગમે, હરખ્યું મારૂં મન. એક ગાય બીજી દીકરી, જ્યાં આપે ત્યાં જાય; લખ્યા લેખ કર્મે સહી તે મિથ્યા નવ થાય. મારૂં મન રાજી સહી, તમે ધારી જે વાત; એ રીતે ઈહાં કહાવીયું દાશી સાથે વાત. સમેદ પરીએ જઇ કહ્યું, તમ પુત્રીનું રીઝયું મન; એ નરને પરણાવો મુને, એમ બોલી મુખ વચન ત્યારે રાજા રીઝીઓ, ખુશાલી વાધી ઘેરઘેર; મંડપ રચાવ્યો મોકળો, સામાન કર્યો બહુપેર. હોશે નાર ત્યાંથી ગઇ, પોતાના સ્વામીને, ચતુરાઇ થકી તે ઠાર. સીરકસ્તાનનો રાજીઓ, આવ્યો છે આપણે ગામ; જીવતદાન આપ્યું પુત્રીને, રાક્ષસનો ફેડયો ઠામ. તેના ગુણનો પારજ નથી, શું ઓશીંગળ થાશો રાય; એક ગુણ આપણુ કીજીએ, તો જશવાધે પુરમાંય. બંકાવળી આવી અહીં, તેણે દીઠું રાયનું મુખ; આશક પડી તે ઉપરે, તજીને બેઠી દુઃખ. માત તાત રાજી થયા, પુત્રીનું રીજયું મન; પીરોજશાએ તેડાવી કહ્યું, પ્રસન્ન થઇને મન. જાન લઇ આવો તમો, એવું કહ્યું મુખ ત્યાંય; મારે કામ જો

કીજીએ, તો સર્વેનો જશ વાધે જુગમાંય. ગુણ ઓશી-ગળ થાઓ એહુને, તો હરખે મારૂં મન; હશી કરી એ-મ બોલીયા, સ્વામી સાથે વચન.

ચોપાઈ—ત્યારે મુસાફરશાહ બોલ્યા વાણ, સાંભળ રાણી ચતુર સુજાણ; નવ કહેવી તે કહો કો વાત, કયાં ગાંધર્વ, કયાં માનવ જાત; દેવતાને દુર્લભ છે હસ્ત, તે માનવી કેમ ઝાલે હસ્ત; કુંવરી કેરૂં રાજી છે મન, વ-ળી માતપિતા છે પ્રસન્ન; વળી તારો સંપુર્ણ મહેર, ક-રો કામ એ રૂડીપેર; ગુણ ગાઓ તો કરો એ કાજ, ઓશીગળ થાઓની આજ; કરવું આપણે એવું કાજ એસો સવાલ કર્યો તે જાગ; કાસદ એક આવ્યો તેટલે, બોલાવ્યા રાયને એટલે, કાગળ એક કરમાં આપીયો જાણ, સુપથથી તે બોલ્યો વાણ; પીરોશાએ મોકલ્યા આહીં, મહિ લખ્યા પ્રમાણે કરજો ત્યાંય; શ્રી જંજીરા છે ગામ, મુજફરશા રાજાનું નામ; લખીતંગ શ્રીસરંગ પુરી ભુપ નામ, પીરોશાના દંડવત પ્રણામ; લખી વિ-નતી એ છે સાર, લંકાપળી છે મારી કુમાર; તેનો જાય છે કન્યાકાળ, નથી ગમતો ગાંધર્વના બાળ; થઇ સ્વઅવર વરે છે સહી, એમાં આપણું કાંઇ જોર નહિ; કહેછે માનવી સાથે વરૂ, નહીંતર દેહ પાડીને મરૂં; એ-વી હોડ પાડીને રહી, માટે એને શું કરીએ અહીં; સી-રકસ્તાનતણો જે ભુપ, તેનું પટમાંહે દીઠું રૂપ; તેની ખોળ કરી લાવજે, જાન લઇ વહેલા આવજો; અહી-યાં સામાન કરીએ તૈયાર, સાત દિવસમાં આવજો આ ઠાર; એવું પત્ર વાંચ્યું તે દન, મુસાફરશાહનું હરખ્યું મન; વહેચ્યા ગોળધાણા ને પાન, સજ્જન તેડાવી બો-લ્યા વાણ; તેડયો કુંવરને આણી ઉલ્લાસ, મુજફરશાએ બેસાર્યો પાસ; ગાંધર્વ મળ્યા છે અપાર, તે સર્વેમાં

વધારે ભાર; એવા બળ પ્રાક્રમનો પારજ નથી, સહુ-જ રાક્ષસમાં સર્વથી; મુકાવી મારિ દીકરી, તે ગુણ કે મં જાઉં વિસરી; મુજ પુત્રીને તો ભગની કહિ, તે વચન તો લોપાએ નહિ; નહિતો કરત તમારી દાસ, સેવા કારણ અપાત તમ પાસ; માટે ભાઇ મારાની દિકરી જાણ, તેને કબુલ કરો નિર્વાણ; એમ કહીને તીલક કર્યું, શ્રીફળ સોપારી કરમાં ધર્યું; જાણે તારા મધ્યે જેમ શશી, એવું રૂપ રહ્યું છે હસી; ગાંધર્વ સરખા ગોરાં ગાત્ર, રાજકુંવર આગળ તરૂણ માત્ર; જોઇ કાન્તીને હરખ્યું મન, નરનારી સૌ થયાં પ્રસન્ન; રૂભચ્યા ઘણી હરખી કાય, પીઠી ચોળી રાજાને ત્યાંય; દીવ્ય વસ્ત્ર શોભે શણગાર, નાટારંગ થયા અપાર.

દોહરા—સ્વર્ગપુરમાં ખુશાલી થઇ રહી, ચિત્ર વિચિત્રના માંહે કામ; ચહરવા ઘેરઘેર જરી તણા અમુલખ બિછાના સાર, ગેસનાઈ ઘણી થઈ રહી, ઉદેકાર ઉદ્યોત ઠારોઠાર, રંગ તાન બાજે ઘેરઘેર, છતરીવાજાં વાય. નરનારી શો મગ્ન છે, કરે ખુશાલી ત્યાંય; ભક્ષ ભોજન ભલી ભાતનાં, અમ્રત વસ્તુ આહાર. નગર ભોજન નિત્યે કરે, શોભા અપરંપાર. રાજમંડપતણી રચના, કહેતાં નહિ નવ જાય; વીસકરમા ભલા ભમે, તેથી બહુ રચનાય. રતનમણી જડાવ શા, લીલમ લાલ; સુવર્ણ સ્થંભે શોભી રહ્યાં, શોભે પાડ પરવાળ; તકીઆ ગલેચા જડાવમાંહે, રંગબેરંગી ઘાટ; ઝળહળ જ્યોત ઝળકી રહી, નવ જાણે દિવસ કે રાત. ઈંદ્રપુરી કોણ માય છે, એવી મંડપ રચનાય; પીરોજશાહ હરખ્યો ઘણું આણંદ અંગ ન માય. બંકાવળીને ખુશી બનિ, પીઠી ચોપડી છે કાય; આભુષણની ગણત્રી નથી, ત્યાં સૌ દાસી કરે રક્ષાય. અપ્સરાને સઘળી સું-

દરી, સૌ ઉદેકાર ઉદ્યોત; આભુષણ વસ્ત્ર શોભી રહ્યાં, જાણે વિજળીકેરી જ્યોત. રંગ રાગ બેઠાં કરે, બંકાવળીની પાસ; હાસ્ય વિનોદ ને ચાતુરી, સૌ મનમાં ઉલ્લાસ. લગ્ન દીવસ આવ્યો તહીં, મુજફરશા લાવ્યા જાન; ઉતારો આપ્યો સહી, દીધાં ઝાઝાં માન. રૂપવ્યા હોંસ નાર બે, અવર બીજી બહુ નાર; પુરૂષ પ્રતાપી પ્રાક્રમી, ગાંધર્વના કુમાર. જાનની પાસે સૌ, ઉતર્યા વરરાય; તારામધ્યે જેમ ચંદ્રમા, તેમ શોભે કુંવરની કાય. એવું રૂપ શોભી રહ્યું, જોતામાં હરખ્યાં શૌનાં મન આંખ ટાઢી શૌની થઇ, નગરવાસી સૌ જન.

ચોપાઇ—આવી બેઠાં શૌ અન્યોઅન્ય ત્યાંહે, આણંદ શૌને અંગ ન માય; સૌ સજ્જન સહોદર મળી જોડ, પહોંચ્યા સોના મનના કોડ; ખાનપાન કર્યા તહીં લગ્નતણી વેળા તો થઇ; બંકાવળીને શણગારી તહીં, તેનિ ઉપમા નવ જાય કહી; વાળે મોતીની લેહેર, પહેરીતે બેઠી છે ઘેર; નેત્ર આણુંવાળી અંજન સાર, કંઠે આભુષણનો નહિ પાર; કાને ઝાલની ઝળકે જ્યોત જાણે ભાનુ થાય ઉદ્યોત; લલાટ ચાંદલો લટકે સાર, જાણે વિજળીનો ચમકાર; દંત મધ્યે શોભે રેખાય, જાણે તારા શોભે મુખમાંય; મધુર મધ્યે શોભે પરવાળ, નારંગી સરીખા શોભે ગાલ; કુચઉપર કંચુકી તંગ, તે મધ્યે જડાવ છે નંગ; તે ઉપર છુટી છે વેણ, જાણે મણીધરકેરી ફેણ; વસ્ત્ર કસુંબીની શોભા દીસે અનંત, વલીયાં ચીટી કંકણ સાર; સર્વ આભુષણ રત્ન જડાવ; કટીમેખલા શોભે કકી લંક, તેનો વાળીઓ આરો અંક જેવો જાણે કદલીનો છોડ, તેમધ્યે ક્ષણુ નહિ ખોડ; પગની પાની કુમકુમ વરણ, ઠમઠમ કરતી ધરે છે

ચરણ; કહ્યાં કાંબી લંગરને હાર, તેનો નાદ થાય ધમકાર; મદભરી હાથણી હોય જેમ, ચાલ તેની શોભે છે તેમ; સજ્યાં વસ્ત્ર શોળે શણગાર, મુખે જપેછે રાજકુમાર; સ્વામી સ્વામી જપેછે મુખ, કયારે પામીશુ તેનુ સુખ; રાજકુંવરને હર્ષ ન માય, તેની શોભા શી વર્ણવું આંય; મુખ શોભે જાણે કમળ સમાન, રૂપે જાણે ઉગ્યો ભાણ; નેત્ર જાણે મોહનીનો ફંદ, ભ્રકુટી જાણે પુનમનો ચંદ; કપાળ શોભે છીંપ આકાર, નાશીકા જાણે તેલની ધાર; એવું રૂપ કર્યુંછે વશી, જાણે આભમાં સુર્ય શશી; કાને કુંડળ શોભેછે લાલ, મુગટમાંહે શોભેછે લાલ; શોભી રહીછે વાંકી પાત્ર, શીરપેચ જડીત્ર બાંધ્યો તે જાગ; ફરતી મોતીની ત્યાં ઝુલ, શોભી રહ્યાં તે માંહે ફુલ; હીરાદંત શોભેછે વિશાલ, વાણી સુણતામાં આવે વહાલ; કંઠે છે મોતીની માળ, શુભ તીલક કર્યું છે લાલ; જરીનો વાધો શોભે ઉદ્યોત જાણે કેશરી, જોતાં આંખ સહુકોની ઠરી; ઇંદ્રસભાનો રાય, તેવી શોભે માનવનીકાય.

દોહરા—લગ્ન સમય થયો તડીં, વરઘોડા થયો તૈયાર; સ્વાર પાળા શોભી રહ્યા. તેની શોભા અપરંપાર દીવ્ય વસ્ત્ર શોભી રહ્યાં; ઘોડે થયા અસ્વાર; બીજાં વાહનો શોભી રહ્યાં, કેટલો કહું વિસ્તાર. હસ્તી ઘણા કલ્લોલમાં, રત્ન જડીત્ર છે સૌ સાજ; પગમાં તોડા સોના તણા, શોભી રહ્યા ગજરાય. ધજા નેજા ઝળકી રહ્યા, થાય છત્રીસે નાદ; ઢોલ દમકી વાગી રહ્યાં, કાને નપડે સાદ. ફુલનાધની શોભા કહેવાતી નથી, અપરંપાર અપાર; સેતાબ છુટે ત્યાંથી બહુ, ઉદ્યોતકાર તે ઠાર. અપસરા નજર ત્યાં રહીને કરે, તેની શોભા કહી ન જાય; મુજફરશાહ જાણે સહી, તે હર્ષ અંગે ન માય. જાદકણી પાછળ ગઇ, રૂપસ્યા હોસનદાર; અવર અ-

પ્સરા અતિ ઘણી, તેથી શોભા અપરંપાર. નગરવાસી સ્વર્ગપુરીતણા, જુવે સઘળા લોક; મુખ જુને વરરાયનું, સમીજાય છે શોક. છજાં ઝરૂખા અટારીએ, કોઇ જાળીમાં કોઇ બહાર; જોવા કારણ સૌ નિસર્યાં, નાના મોટા નરનાર, ઈંદ્રતણી સૌ અપ્સરા, તે શોભા કહી નવ જાય; તે જોઇ મુખ રાયનું, મન મગ્ન થઇછે કાય. કામદેવથી અધિક છે, ઈંદ્રરાજા કોણ માત્ર; દીવ્ય વસ્ત્ર ઝળકી રહ્યાં, ઘણી શોભા છે માત્ર. ઘેરઘેર ને બહાર, વર વખાણે છે રૂપ; ધન્ય ધન્ય એ માનવી, મૃતલોકનો ભુપ. ધનભાગ્ય બંકાવળીતણું, એ નરનો ઝાલશે હાથ; વરઘોડો શહેરમાં, ફરી પછી ગયા મંડપ દ્વાર; ત્યાં જઇ ઉભા રહ્યા, વરત્યો જયજયકાર. રાણીએ લીધો પોંખીને, બેસાડયો માહેરામાંય; અંતરપટ વચમાં ધરી, કન્યા પધર ી ત્યાંય વેદની ધુન બ્રાહ્મણ કરે જોશીએ કર્યાં લગ્ન; [illegible]ન મેળાપ ત્યાં કર્યા, આણંદ થયા લગ્ન કુળ રીત તો ત્યાં કરી, પહોંચ્યા મનના કોડ; નરનારી પરણીને ઉઠીયા, બેઉએ જુગતે જોડ.

ચોપાઇ–કુળાચારની વાતો કરી, રાજકુંવરને કન્યા વરી; પહોચી મનકેરી આશ, ગયા પ્રસન્ન આણી ઉલ્લાસ; કર્યાં મંગળ ખાધો કંસાર, જયજયકાર વરત્યો તે ઠામ; કન્યાદાન આપીયું તે રાય, આણંદ તેને અંગ ન માય; આપ્યાં મણી મુગતા ને માલ, વાહન અશ્વ અને સુખપાલ; દીવ્ય વસ્ત્ર આભુષણ સહી, તેની શોભા નવ જાએ કહી; આપીયા મોટા મહેલ આવાસ, સેવા કારણ આપી દામ; અષ્ટમાસીદ્ધિ નવનિધી કહી, કશી વાતની ઉન્મત નવ સહી; ગાજતે વાજતે કર્યાં વિદાય, સજ્જન સર્વે મળવાને જાય; મહેલમાં ઉતાર્યાં નરને નાર, રાજકુંવરે કર્યાં જુહાર; મળી

ભેટી સૌ ગયા મુકામ, પોચી મનડા કેરી હામ; અંકાવળી બેઠી સ્વામીની પાસ, કંઠમાંહે ઘાલીને હાથ; પ્રેમે પ્રેમ સ્નેહછે ત્યાં મળી, પોતી બેઉના મનની કળી; હાસ્યવિનોદ કરે વિહાર, નર ચુંબન દેછે ગાલ; ઉમંગ ઉપનીયો બેઉને ત્યાંય, કામાતુર થઈ બેઉની કાય; સુખસજ્યાઉપર સુતાં જઈ, અમુલ્ય મોતી વિંધાયું તહીં વિનતાને અભિલાખ પહોચ્યો, કંઠે વળગી સુતી પાસ ચાર પહોર રજની રંગ રમી, વિરહની વેદના સવળી સમીઃ પ્રાતઃકાળ થયો પછી ત્યાંય, વિનતા પાસેથી ઉઠીયો રાય; દંતધાવન સ્નાન કરી; શરીરતણી તેને શુદ્ધ નથી, નગ્નરૂપ સુતી સર્વથી; છુટી વેણુ વીખરાયા વાળ, દંતના ઘાયો દીસે ગાલ; અવર રંગ પરવાળ સહી તે પરિક્ષા દીઠી તહીં; કુચ ઉપર નખ વાગ્યા અપાર, ગતિ ભંગ દીઠી તે નાર; રૂખચ્યા મન હરખી રહી, ઇચ્છા એની પુર્ણ થઈ; અંકાવળી કહી દીધો સાદ, ઉઠો બહેન આણી ઉલ્લાસ; નિર્ભે થઇને સુતી નાર, કામ થયા હવે મનમાં સાર; એવાં વચન સુણી તે ઠાર, ઝડપ કરીને ઉઠી નાર, વસ્ત્ર સજીને ઉભી થઇ, રૂખચ્યાની પાસે ગઇ; બેઠી બહેન તે બન્ને પાસ, અન્યો અન્ય કરે છે હાસ્ય.

દોહરા—રૂખચ્યા મુખ ઓચરી, તારી પહોંચી મનની આશ; સુખસાગર તેં ભોગવ્યું, સુતી સ્વામીની પાસ. બહેન તુજ પ્રતાપથી પહોચ્યા મનના કોડ; લહાવો લાખેણો લીધો સહી, સુખ ભોગવ્યું જુગતે જોડ. ત્યારે અંકાવળી મુખ ઓચરી, કોઇ આશુક માશુકની થાય; સુઘડ નરની સંગે રમે, તો સંદેહ મનનો જાય. સ્ત્રીને સુખ સ્વામીતણું, ઝાઝું નથી એમાં સાર; એ વાતનો સંદેહ ભાગશે, જ્યારે તું પરણુશે નાર. એવાં

વિનોદ કીધાં મળી, પછી માગી વિદાય; માતપિતા પુત્રી ત્યાં થકી; જંજીરાગઢ જાય; રાજા રાણીને મળ્યા, રાજકુંવરને કર્યો જુહાર જડીત મહેલને માણીયાં ઉમરાવતતો વાસ; વૈભવ ભોગવ્યો ભલી ભાતનો, નરનારી બેઉ પાસ. કનક સિંહાસન બેઠા સહી, શીરપર ચમર ઢોળાય; છત્રીશે વાજાં વાગીયાં, જાણે ઈંદ્રસભાનો ભુપ. રંગમંડપ અતિ રળીઆમણો, તેની શોભા શી કહું મુખ; ત્યાં અપ્સરા નૃત્ય કરે સૌ લેશ માત્ર નહિ દુઃખ ગાન સૌ કરે તારૂણી, ઉમેદ આણીને અંગ અંકાવળી બેસે સહી, સ્વામીકેરે સંગ. દેવાંગના સૌ દેવતણી, તે માનજો દેશે માન; અંકાવળીની દાસી છે માટે કરે ગાન. સહસ્ત્ર અપ્સરા તહીં, એક એકથી રૂપ અપાર; તે સર્વેથી સરદાર છે, અંકાવળી ગુણ ભંડાર માટે સૌ આધીન છે, સૌ રહી છે હજુર; સુખ ભોગવે છે નરતણું, દીન દીન૦ પામે નુર.

ચોપાઇ—ઘણા દિવસ એમ ભોગવ્યું સુખ. રાજકુંવર પછી બોલ્યો મુખ; અંકાવળી પ્રત્યે બોલ્યો વાણ સાંભળ વિનતા ચતુર સુજાણ; માતપિતા સહોદર જન તેને મળવા મારૂં મન; લાખી મનમાં ધરતી હશે દુઃખ તજી બેઠી હશે સર્વે સુખ, મારે વિજોગે તજશે પ્રાણ, તેની હત્યા મુજ સિર જાણ; ત્યાં પણ બાગ બગીચા મહેલ, જઇને કરશું સહેલ; જો તારા મનને ગમે નાર, તો મળીએ કુટુંબ પરિવાર; એવાં સ્વામીનાં સુણી વચન, પ્રસન્ન થયું વિનતાનું મન; તમને ગમતું હોય ભરથાર, તો વહાણે જઇયે તે ઠાર, માતપિતાની જઇ માગું રજાય, કાલે કુચ કરીશું રાય. એમ કહીને સંતોષ્યો કંથ, માગી શીખ પછી લીધા પંથ; જ્યાં છે પોતા કેરી માત, તેની આગળ કહી માંડી વાત; દુઃખ

ધરેછે મારો સ્વામી, તેને માતપિતા મળ્યાનું કામ; હું પણ સ્વામીની સાથે પળું, સગાં સહોદરને જઇ મળું માટે માજી રજા દીજીએ, વહાણ વાતે સિદ્ધ દીજીએ; એવાં પુત્રીનાં સુણી વચન, હરખ્યું તે નારીનું મન; તેણે સ્વામીને વિનવ્યો જઇ, હકીકત પુત્રીની કહી; જમાઇ માગેછે રજાય, આપો તો પોતાને દેશ જાય; માટે વિદાય કરો નરને નાર, મળે જઇ કુટુંબ પરિવાર; ત્યારે રાજા થયો રળીઆત, રાણી પ્રત્યે બોલ્યો વાત કાલે સવારે કરશું કામ, પહોંચાડીશું પુત્રીની હામ. બંકાવળીને કહ્યું તે ઠાર, કાલે વિદાય કરશું નાર; તારા બાપે કહ્યું છે સુખ, પુત્રીકેરાં ટાળશું દુઃખ; આપીશું ગજ રથ તોખાર, વળાવે કરશું રાજકુમાર; ઘણો હરખ તે મનમાં ધરી, સ્વામી પાસે પરવરી; સઘળી વાત વિસ્તારી કહી, સુખસજ્યા ઉપર સુતી તહીં. પરમેશ્વરનું ધર્યું ધ્યાન; અમરત મેવા કીધા આહાર, હવે તેડાવ્યો રાજકુમાર.

દોહરા—પીરૂશા મન રીજીઓ, તેડાવ્યો રાજકુમાર પાસે લેઇ બેસાડીઓ, સભા મધ્યે સાર. સરપાવ લાખોનો આપીયો, આભુષણ અમુલ; વસ્ત્ર આપ્યાં ભલી ભાતનાં, શોભા શી કહું અતુલ. મણી લાલ લીલમ સહી, મુગટામણી મહા મોટ; ભરી પેટીઓ તીહાં શહી, તેને શાની ખોટ. અશ્વ આપ્યા એકસો તીહાં, પાંખાળા તેની જાત; ગગનમાર્ગે પરવરે, અરૂમખી પટોળી ભાત. હસ્તી એક ઐરાવતી, અંગે શોભે શુભ સાજ; પલાણે ફરતાં મોતી સહી, મધ્યે જડીત પરવાળ વાહન બીજાં અતિ ઘણાં, તેના શોભાનો નહિ પાર; કવિ કહે શું વર્ણવું, એ રચના એ ઠાર. એકશો દાસી આપી સહી, એક એકથી અદકું રૂપ; સો રાક્ષસ આપ્યા સા-

થમાં, તે સાથે બોલ્યો ભુપ. સીરકસ્તાન મુકીને આવ-જો, પાછા આપણે મુકામ; ફુલની પ્રમાણે મુકજો, એ-મ બોલે ઠામ. બંકાવળીને સાસરવાસો કર્યો, અપરંપાર અપાર; આભુષણ ભાત ભાતનાં, વિદાય કર્યો તે ઠાર. નરનારીને વિદાય કર્યા, સજ્જનને મળવા જાય; મળી ભેટી પાછા ફર્યા, આણંદ અંગ ન માય. રાજા રાણી પાછા ફર્યા, મળી ભેટી તે દીશ; રાજકુંવરે ત્યાંથી કુચ કર્યા, સસરાને નામી શીશ. વાજતે ગાજતે પરવર્યા, કુચ મુકામે જાય; રાક્ષસ સાથે ઝડપમાં, આ-ણંદ અંગન માંય. થોડા દિવસમાં આવીયા, સીરક-સ્તાન મુકામ; પોતીકા બાગમાં ઉતર્યા, પહોચીમનની હામ. ખબર થઇ રાણીને તહીં, લાખા મેમુદા નાર; દુ-ખ ગયું દીલડાતણું, તેણે સજ્યા સોળ શણગાર. આવીને ચર્ણે નમી, આલીંગન દીધું તે ઠાર; સુખનાસા-ગર ઉલટયા, મળીયો રાજકુમાર. બંકાવળી ભેટી જઇ, તે પણ રાખી પાસ; ત્રીજી નાર હું તમતણી, એમ કહીને જોડયા હાથ. એમ મળી ભેટી સહી, ત્રણે નાર તે ઠાર; ઈંદ્રતણિ શોભા સહિ, સાત્ર કરે ત્રણ નાર.

ચોપાઇ—પછી રાજકુંવરે વિચાર્યું તહીં, પિતાને કાગળ લખવો અહીં; ત્રણ નારી હું પરણીઓ, તે પિ-તાતણો પ્રતાપ; એવું મનમાં ધાર્યું તેવાર, ત્રણે રાણીને પુછયા સમાચાર; પિતામાતાને કહાવ્યું સહી, બં-કાવળીને મળવા આવો અહીં; ત્યારે રાણી કહે સાંભ-ળે, રાજન, તમને ગમે તે કરો આ દીન; સાસુ સસરા-ને મળીશું આજ, તો તે સરશે મનનાં કાજ; એવી વાણી સાંભળી તે તણી, કાગળ લખવા બેઠો સહી; પો-તે મન આણી ઉલાસ, લખ્યો કાગળ ચિત્ત રાખી પા-સ; સ્વસ્તશ્રી સીરકસ્તાન ગામ, રામજી જલદસંગ

નામ; લખીતંગ તાજલમુખ ગુલામ, કરજોડીને દંડવત પ્રણામ; કાગળમાં લખી છે વિનતી, લખ્યા પ્રમાણે કરજો પ્રથિવપતી; તમ પ્રતાપ પામ્યો બહુ, રાક્ષસીમા ચા જીત્યા સૌ; ગાંધરવી લોકને વશ કર્યા, તે સર્વે તમારી દયા; અપ્સરા નારી પરણી લાવ્યા, તે સાથે બાગમાં આવ્યા; તે માટે લખી મેં વિનતી, મળવા આવજો પ્રથવીપતિ; તમો મળશો ત્યારે થાશે સુખ, સત્ય માનજો કહું છું મુખ; માટે કાગળ લખી મોકલ્યો સહિ, કાસદ સાથે મોકલ્યો તહીં; એનો પ્રતિઉત્તર કહાવજો,

દોહરા—લખી કાગળ તે આપીયો, કાસદને તેણીવાર; સીરકસ્તાનમાં પરવરો, માત પિતા તણો જ્યાં દુવાર. કાગળ જઇને આપજો, સભા તણો જ્યાં સાથ; બીજા હાથે જાએ નહિ, આપજો હાથોહાથ. એવું કહીને મોકલ્યો, સીરકસ્તાન તેણીવાર; જઈ કરીને પહોંચીઓ, ચાર ઘડી મોજાર, સભા કરી બેઠા સૌ, કચેરિમાં તેણીવાર; ત્યાં કાસદે જઇ કરિ, નમીને કર્યો જુહાર. મહારાજ કાગળ લાવીઓ, એમ કહીને આપ્યો હાથ; રાજાએ કાગળ જોઇ કરી, સાંપ્યો રૂદિઆ સાથ. ઉકેલી વાંચીયો, ખુશી થયો મનમાંય, ધન્ય ધન્ય દહાડો આજનો, ઉગ્યાં શોભાથી ત્યાંય. વજીર તેડી વાણી કહી, કાગળ આવ્યો આજ; ગાંધર્વલોકને વશ કરી, કન્યા લાવ્યો વિખ્યાત. માટે ત્યાં જાવું સહી, લાવ્યો પદમણી નાર; અપ્સરા સહિત તે આવીયો, ચાલો મળવા તેડે રાજકુમાર. જનાનો તૈયાર કર્યો, જઇને કહ્યા સમાચાર; પછે કાસદને આપી આજ્ઞા, તે ગયો બાગ મોજાર. હકીકત સૌ માંડી કહી, મળવા આવે રાજા આ ઠાર; પછે રાજકુંવરે વસ્ત્ર ધર્યાં, નારીએ સજ્યા શણગાર, સજ્જન થઈ બેઠાં સૌ. જુવે વાટ નિ-

રધાર; ત્યાં જવાને તૈયાર થયો, સજ થયો ત્યાં રાય. ત્યારે ચાર પુત્ર કહે અમે, અમે આવીએ મળવા ભાભીને ત્યાંય; રાજા કહે ચાલો સહી, અક્કલહીણ સારઃ જુવો આ દેવકન્યા લાવીઓ, તમે રમ્યા ગુણકાને દ્વાર. સ્વાર થઇને આવજો, મુજ પછવાડે રાજકુમાર; જુવો ચતુરાઈ કુંવરની, પછે કરજો મન સાર.

ચોપાઇ—આવ્યા માબાપ મળવાને કાજ, મળી ભેટીને બેઠા આજ; પોતાને વીતીત તહીંઃ મા બાપ આગળ માંડી કહી; બંકાવળી આવીને ચરણે નમી, સાસુ સસરાના મનમાં ગમી; ઘણું ખુશી થયા તેણીવાર મુસ્તક હાથ મુકયો તેવાર, સભા સૌ ત્યાં અચરત થઇ ખુશાલી સાને વાપ્રી તહીં; ખાનપાન કરાવ્યાં મુખવાસ, મન મધ્યે કરિ ઉલ્લાસ; પછે પિતાયે માગી રજાય, સભા સૌને કહ્યું છે ત્યાંય; ચાલો સ્વારી કરો તૈયાર, બંકાવળીને આશીશ દિધી સાર; મળી કરીને ઘેરજ ગયા; રાજકુંવર તે ઠામે રહ્યા; એમ કરતાં ગયા બહુ દન, ત્યાર પછી શું વીતાયું મન; સર્વ સાથે રંગે રમે, ભોજન અન ભાવતા જમે; પછી નાહીને ગર્ભ રહ્યો, બંકાવળીને પુત્ર થયો; ઘણા દીવસ એમ કરતાં ગયા, રાજકુંવર ત્યાં મોટા થયા; વરસ સાતનો થયો જેટલે, રાજરીત સમજ્યો તેટલે; બંકાવળી ઘણું હરખી મન સ્વામીપ્રત્યે બોલી વચન; એનો જન્મ લખાવો અહીં, રાજકુંવરે સાંભળ્યું તહીં; જોશી તેડાવી કીધું કામ, જોશી બોલ્યો તેણે ઠામ; નામ બળવંત પાડોજી તમો, લેખ પ્રમાણે કહું છું અમો; એવું સાંભળી થયા રળીઆત, પાડયું નામ સહુ સાથ; વળી જોશી બોલ્યો તે ઠાર, રાજકુંવર પ્રત્યે નિર્ધાર; ઘણો ભાગ્યશાળી છે એહ, સત્ય કરીને માનજો તેહ; આવું સાંભળ્યું જેણી

વાર, હરખ્યા ઘણું તે રાજકુમાર; તિહાં ખુશી થયા જન સૌ જોશીને ધન આપીયું બહુ; જોશી પોતાને ઘેરજ ગયા, દ્રવ્ય લેઇને સુખીયા થયા; એમ કરતાં વીત્યાં બહુ દન, રાજકુંવરે વિચાર્યું મન; પુત્ર આપણો મોટો થયો, હેતજ કરીને બોલજ કહ્યો; ત્યારે પુત્ર બોલ્યો તે વાણ, સાંભળો તાતજી ચતુરસુજાણ; દાદાજીને મળવાની કોડ, ચરણે નમીને કહું કરજોડ; માટે જવા દોની તમો, ખુશી થઇને કહું છું અમો; ત્યારે વિચાર્યું પોતે મન, સાંભળ વચન બોલ્યા રાજન; પુત્રજી તમે કહ્યું નીર્વાણ, યાદ આવ્યું જશકપુર જાણ; તેને તેડવા મોકલ્યા છે દાસ, પુત્રનું મુખ જોવાને કાજ.

દોહરા-રાજકુંવર એમ બોલીઆ, સાંભળ બળવંત તન; જાઓ મળીને આવજો, આજથી ચોથે દન માણસ દાદાજીનું આવીયું, તમને તેડવા કાજ; તેની સાથે પરવરો, ઘોડે ચડીને આજ. ત્યાંથી પુત્ર પરવર્યો, ગયો સીરકસ્તાન મોઝાર; રાજસભામાં આવી કરી, ચરણે લાગીઓ તેણીવાર. ત્યારે જશદસંગ ઘણું રીઝીઓ, તેડયો પુત્રને પાસ; ખોળામાં બેસાડી કરી, ચુંબન દિધું ગાલ. પુત્ર દેખીને ઘણું હરખીઓ, ઉલટ અંગ ન માય; ચતુરાઇ દીઠી ચોગણી, ખુશી થયો મન માંય. રાજાએ વિચાર્યું મન વિષે, ભાગ્યશાળી છે એહ હવે હું તો વૃદ્ધ થયો, વિચાર કરો પછે તેહ. વજીર તેડયો પોતાતણો, વિચાર કર્યો તે સાથ; વજીરને કહ્યું મુખથકી, એને પાટ બેસાડું આજ. જોશી બોશી બોલાવી પુછીયું, શુભ મુહુર્ત નિર્ધાર, તે બતાવો મુજને, નિશ્ચે કરી આવાર. સભા ભરાઈ બેઠા સહિ, ઉલટ સૌને મન; ગોળ ધાણા વહેંચી કરી, બોલ્યો મુખ વચન. સભા [illegible] જન દેખતાં, રાજાએ કર્યું છે એ કામ;

બળવંતને તેડી કરી, બેસાડયો તેણે ઠામ. રાજ્યાસન બેસાડીઓ, વાગ્યા ઢોલ નિશાન; જેજેકાર સભામાં થયો, ખુશી થયા સૌ જન. રાજા રાણીએ સાંભળ્યું, હરખ્યાં ઘણાં મન; પુત્રનો પુત્ર રાજ પામીઓ, આણંદ અંગ ન માય. રાજ ચલાવે આણંદથી, રાજા રીજયો મન; ખબર થઇ કાકા ચારને, તે ઉદાશ થાય મન. અમ છતાં રાજ એ કરે, કોના ઘરનો ન્યાય; મુજ પીતાએ વિપરીત કર્યું, એતો શું કહેવાય. તેવું વિચારી નિસર્યા, ગયા પિતાની પાસ; ત્યાં જઇ વિનત્તી કરી, એ શું કીધું તાત. ત્યારે પિતા કહે પુત્ર સુણો, તમ લાયક ન હોય રાજ; ઇકોતરસે એથકી, માટે સોંપ્યું રાજનું કામ; તમો રાજ ચલાવવું શીખ્યા નથી ત્યાં શું કરીએ કામ; ગુલામી દાવ દેવડાવીયા, રમીયા જુગટું તે ઠામ. માટે મોટી એબ તમને સહી, સૌ હસ્યા પુરના લોક; તમો ખાઓ પીઓ ખુશી કરો, અલખત ભોગવો અપાર; હુકમ કરે બળવંતજી, તે પ્રમાણે રહો આવાર. એવું કહીને મોકલ્યા, પુત્ર જે પેલા ચાર; નીચું જોઈ તે ગયા, આવ્યા પોતાને દુવાર.

દોહરા—તે ખબર ગઇછે બાગમાં, હરખ્યો ઘણું તે કાય; રાણીને જઇને કહ્યું, તમ પુત્ર પામીઓ રાજ. બંકાવળી ઘણું રીઝીયાં, બીજી રીઝી બે નાર; મુજ શેયરનો પુત્ર તે, પામ્યો રાજકારભાર. ઘણો હર્ષ ત્યાં થઈ રહ્યો. વધામણી ઘેર ઘેર; હવે કાગળ આપીયો, રાજ પામો તેની પેર. પુત્ર રાજ પિતાનું કરે, પોતે ચલાવે ઘેર; બાગ બગીચા જોઇ કરી, હરખે છે બહુ પેર. ખાય પીએને આનંદમાં, ઓચ્છવ થાય ઘેર ઘેર; એ વાત રહી એટલે, કહું ચારે ભાઇની પેર.

ચોપાઇ—ચાર જણા વિચારજ કરે, મનમાં ધાર પોતનો ધરે; ઘણી ચતુરાઇ કરેછે સહી, પણ બલવંત સાથે ચાલે નહિ. એમ થઇ ગયા બહુ દન, કાયલી થયા પોતે રાજન; આકુળ વ્યાકુળ પોતાને મન; બોલ્યો બલવંત મુખ વચન; દાદાજી એક કહું વિનતી, તે સાંભળવી કાને કથી; હું બલવંત વહાલો છું ઘણું, ન ચાલે ચારે કાકાતણું ઘણું બળ મારૂં છે જાણ, ચાર કાકાનું નવ ચાલે વહાણ; ત્યારે રાજ કેમ ન સોંપ્યું એહને, સત્ય કરી માની લીધો નને; આપ અખત્યાર આપીએ, સંદેહ મનનો ભાજીએ; એવી મહોર કરી આપીએ સહી, બલવંત નિશ્ચિત બેઠો તહીં; નવ ચાલ્યું ચારનું તહીં, મનમાં સમજીને રહ્યા સહી; હવે વાત એક નવી થઇ, દાદાજી મરણ પામ્યા સહી; બલવત રાજ પોતાનું કરે, કાકાને મનમાં નવ ધરે; ખાય પીએને ખુશી કરે, બીજી વાત મનમાં ન ધરે, એવાત અહીંઆંથી રહી; બંકાવળીએ સાંભળ્યું નહિ; તેણે બલવંતને કહાવ્યું સહી, તમો કાકાને છેહ દેતા નહી; તમો ડાહ્યાને શું કહીએ કથી, તમને શિખામણ દેતા નથી, તમોછો ચૌદ વિદ્યા ગુણ જાણ, તેમાં ઝાઝું શું કહીએ વાણ; વેદ પુરાણ કહીએ કથી, પિતા કાકામાં અંતર નથી; પિતાનું રાજ તે પુત્રજ કરે, ધર્મ આપણો તેથી ફરે; એવું કાગળમાં લખ્યું છે સહી, કાસદને મોકલ્યો તહીં; જઇ કાસદે કર્યા પ્રણામ, કાગળ કરમાં આપ્યો તે ઠામ; વાંચી હરખ્યું અંતકરણ, પ્રતિ પિતાના પામું ચરણ; માત વચન મિથ્યા નવ કરૂં, રઉરઉ નરકે સંચરૂં.

દોહરા—બલવંત બુદ્ધિ આગળો, વાંચ્યો માતાનો

પત્ર; કાકાને ચરણે નમ્યો, આપી મહોરને છત્ર. અમલપટો આપ્યો વળી, આપ્યો કરનો કટાર; આ રાજ્યાસન આપું વળી, દીધો બહુ મનુહાર. મોરા માત પિતાએ તેડાવીયો, અમો જઇશું અમારે ગામ; ખાઓ પીઓ ખુબી કરો; રાખજો પિતાનું નામ. ચારે ચિત્તમાં હરખીયા, દીધી બહુ આશીશ; માતપિતાની ભક્તિ કરે તેને સન્મુખ શ્રીજુગદીશ પછે આજ્ઞા માગી સંચર્યાં, ઉલટ અંગ ન માય; પ્રદક્ષિણા કરી પ્રણમ્યો, માત પિતાને પાય. રૂપ દેખી રીઝી ઘણું, કરી એમ શુભ કાજ; આપણે જઇએ અંકાપુરી, આપી પુત્રને રાજ. જોશી તેડ્યા જુગતશું, દીધાં ઝાઝા માન; લગ્ન લાખેણું કહો તમો, રાજ તપે જેમ ભાણ. ત્યારે જુગતે જોશી બોલીયા, ગુરૂ ધરૂ પયોગ છે સાર; રાજ બેસાડો રીઝમાં, તપસે તેજ અપાર. વચન સુણી હરખ્યાં ઘણું, કીધાં સઘળાં કાજ; દાન પુન્ય કીધાં ઘણાં બલવંતને સોંપ્યું રાજ વિમાન બેશી બેઉ જણાં. અંકાવળી મોઝાર; માનવી રૂપ મટી ગયું; પામ્યા દેવાંશી અવતાર. સુખ ભોગવે સ્વર્ગનું, પામ્યા સુરપદ ધામ; પ્રાક્રમ કીધાં અતિઘણાં, જુગમાં રહે એક નામ.

સમાપ્ત.

स. क्रियते श्लोकः शापो दत्तश्च दण्डिना ॥ ८ ॥ शक्यतेऽनेन सर्वं हि कर्तुं क.
चात्र न संशयः ॥ अतस्त्वच्छरणं यामो वाञ्छितार्थो भविष्यति ॥ ९ ॥ अ.४
१२ जामातुर्वचनं श्रुत्वा तत्सकाशं गतस्तदा ॥ दृष्ट्वा च दण्डिनं भक्त्या नत्वा
प्रोवाच सादरम् ॥ १० ॥ क्षमस्व चापराधं मे यदुक्तं तव सन्निधौ ॥ एवं
पुनः पुनर्नत्वा महाशोकाकुलोऽभवत् ॥ ११ ॥ प्रोवाच वचनं दण्डी वि
लपन्तं विलोक्य च ॥ मा रोदीः शृणु मद्वाक्यं मम पूजाबहिर्मुखः ॥ १२ ॥
ममाज्ञया च दुर्बुद्धे लब्धं दुःखं मुहुर्मुहुः ॥ तत् श्रुत्वा भगवद्वाक्यं स्तुतिं
कर्तुं समुद्यतः ॥ १३ ॥ साधुरुवाच ॥ त्वन्मायामोहिताः सर्वे ब्रह्माद्या
स्त्रिदिवौकसः ॥ न जानन्ति गुणान् रूपं तवाश्चर्यमिदं प्रभो ॥ १४ ॥
मूढोऽहं त्वां कथं जाने मोहितस्तव मायया ॥ प्रसीद पूजयिष्यामि १२

शुभंकृत्वायनपूर्विकाम् ॥ ब्राह्मणेभ्यो धनं दत्त्वा तदा तु नगरं ययौ ॥१॥
कियद्दूरे गते साधौ सत्यनारायणः प्रभुः ॥ जिज्ञासां कृतवान् साधो
किमस्ति तव नौ स्थितम् ॥ २ ॥ ततो महाजनौ मत्तौ हेलया च प्रह
स्य वै ॥ कथं पृच्छसि भो दण्डिन् मुद्रां नेतुं किमिच्छसि ॥ ३ ॥ लता
पत्रादिकं चैव वर्तते तरणौ मम ॥ निष्ठुरं च वचः श्रुत्वा सत्यं भवतु ते
वचः ॥ ४ ॥ एवमुक्त्वा गतः शीघ्रं दण्डी तस्य समीपतः ॥ कियद्दूरे ततो
गत्वा स्थितः सिन्धुसमीपतः ॥ ५ ॥ गते दण्डिनि साधुश्च कृतानित्य
क्रियस्तदा ॥ उत्थितां तरणीं दृष्ट्वा विस्मयं परमं ययौ ॥६॥ दृष्ट्वा लता
दिकं चैव मूर्च्छितो न्यपतद्भुवि ॥ लब्धसंज्ञो वणिक्पुत्रस्ततश्चिन्तान्वि
तोऽभवत् ॥ ७ ॥ तदा तु दुहितुः कान्तो वचनं चेदमब्रवीत् ॥ किमर्थं

द्वौ वणिक्पुत्रौ मुक्तौ निगडबन्धनात् ॥ ततो महाजनौ नत्वा चन्द्रकेतु
नृपोत्तमम् ॥ ४६ ॥ स्मरन्तौ पूर्ववृत्तान्तं नोचतुर्भयविह्वलौ ॥ राजा
वणिक्सुतौ वीक्ष्य वचः प्रोवाच सादरम् ॥ ४७ ॥ दैवात्प्राप्तं महद्दुःख
मिदानीं नास्ति वै भयम् ॥ तदा निगडसंत्यागं क्षौरकर्माद्यकारयत्
॥४८॥ वस्त्रालङ्कारकं दत्त्वा परितोष्य नृपश्च तौ ॥ पुरस्कृत्य वणिक्पुत्रौ
वचसा तोषयद्भृशम् ॥ ४९ ॥ पुरा नीतं तु यद् द्रव्यं द्विगुणीकृत्य दत्त
वान् ॥ प्रोवाच तौ ततो राजा गच्छ साधो निजाश्रमम् ॥५०॥ राजानं
प्रणिपत्याह गन्तव्यं त्वत्प्रसादतः ॥ इत्युक्त्वा तौ महावैश्यौ जग्मतुः
स्वगृहं प्रति ॥ ५१ ॥ इति श्रीस्कन्दपुराणे रेवाखण्डे सत्यनारायणव्रत
कथायां तृतीयोऽध्यायः ॥ ३ ॥ सूत उवाच ॥ यात्रां तु कृतवान् सा